રક્ષાબંધનની શુભેચ્છાઓ

॥ જનની જન્મભૂમિશ્ચ સ્વર્ગાદપિ ગરીયસી ॥

www.kutchmitradaily.com

# કચ્છમિત્ર

ગુરુવાર ■ તા. ૦૨/૦૮/૧૨

પાના ૧૬ ■ કિંમત : રૂા. ૩

સંવત : ૨૦૬૮ ■ શ્રાવણ સુદ ૧૫ ■ વર્ષ : ૬૬ ■ અંક : ૧૨

KUTCHMITRA ■ BHUJ ■ 02-08-12 ■ THURSDAY

ફોન : ૨૫૨૦૮૯ થી ૯૨ ■ ફેક્સ : ૨૫૦૨૭૧/૨૫૨૦૮૭

Regd. No. G.KCH-3/2008-2011 ■ RNI No. 1554/57






# પૂણેમાં શ્રેણીબદ્ધ બોમ્બ ધડાકાથી દહેશત



નવી દિલ્હી/પૂણે, તા. ૧ : દેશના નવા ગૃહમંત્રી તરીકે સુશીલકુમાર શિંદેએ આજે કાર્યભાર સંભાળ્યાની સાંજે જ લાંબા સમયની શાંતિને તોડતા પૂણેમાં એકસાથે ચાર બોમ્બ વિસ્ફોટથી સનસનાટી મચી હતી અને પૂણેમાં ભારે ભય સાથેની નાસભાગ તો દેશમાં ચિંતાનું મોજું ફરી વળ્યું હતું. માત્ર એક વ્યકિતને આ ધડાકામાં ઇજા પહોંચી છે.

## શિંદેએ ગૃહમંત્રાલય સંભાળ્યા પહેલા જ દિવસે હળવી તીવ્રતાના ચાર વિસ્ફોટ : ૧ ઘાયલ : બે બોમ્બ નિષ્ફળ બનાવાયા

રમઝાન માસ ચાલે છે ત્યારે નમાજનો સમય અને આવતીકાલે રક્ષાબંધનના પર્વની પૂર્વસંધ્યાએ રાત્રે ૮ વાગ્યાના અરસામાં શહેરના અત્યંત ભીડભાડવાળા જંગાલી મહારાજ રોડ પર માત્ર એક જ કિ.મી.ના દાયરામાં ચાર બોમ્બધડાકા થયા હતા. જોકે સદ્ભાગ્યે ચારેય બોમ્બ ઓછી તીવ્રતાના હતા અને બાકીના બંને ખાસ ટુકડી દ્વારા નિષ્ક્રિય કરી દેવાતાં મોટી જાનહાનિ ટળી હતી. નિષ્ક્રિય કરાયેલા બોમ્બમાં ડિટોનેટર્સ હોવાનું આ લખાય છે ત્યારે બહાર આવ્યું છે, જે ભયાનક સાબિત થઇ શકે તેમ હતું.

મોડેથી ગૃહમંત્રી શિંદેએ પત્રકારોને જણાવ્યું હતું કે, સાંજે ૭.૨૭થી ૮.૧૫ની વચ્ચે ચાર ધડાકા થયા છે. સ્થળ પર બોમ્બ નાશક ટુકડી પહોંચી ગઇ છે અને એનઆઇએની ટીમ રવાના થઇ છે. આતંકવાદી હુમલા અંગેના પ્રશ્નમાં તેમણે કહ્યું કે, હજુ કંઇ કહી ન શકાય. દિલ્હી સહિત ૧૪ મહાનગરોને એલર્ટ કરી દેવાયા છે.

નોંધપાત્ર એ છે કે સંદિગ્ધ આતંકવાદી ઘટનામાં અન્ય બે બોમ્બ ફૂટે તે અગાઉ જ નિષ્ક્રિય કરી દેવાયા હતા. આ ઘટનામાં ઉપયોગમાં લેવાયેલાં વિસ્ફોટકો હળવી ક્ષમતાના હતા અને તાત્કાલિક રીતે કોઇ મોટી જાનહાનિના હેવાલ નથી. કથિત રીતે જે આ વિસ્ફોટકો લઇ આવ્યો હતો તેવો એક વ્યક્તિ

(જુઓ પાનું ૭)

# લખપત સીમાએ સેલ ફાટતાં પાંચ માલધારી જખ્મી

## બીએસએફની બુધ્ધુબંદર ચોકીનો બનાવ : ઘાયલોને ભુજ ખસેડાયા કેટલીક ગાયોને ઇજા : કૈયારીમાં ચિંતા ફરી વળી

નારાયણસરોવર-દયાપર, તા. ૧ : જિલ્લાના પશ્ચિમ છેવાડે લખપત તાલુકામાં સરહદે આવેલા બુધ્ધુ બંદર ખાતે સીમા સુરક્ષા દળની સરહદી ચોકીમાં આજે સાંજે વણફૂટેલો સેલ ધડાકાભેર ફાટતાં પાંચ માલધારી જખ્મી થયા હતા. આ પાંચેય ભોગ બનનારાઓને વધુ સારવાર માટે ભુજ ખસેડાયા છે.

આ કિસ્સામાં જેઓ ઇજાગ્રસ્ત બન્યા છે તેમાં લખપત તાલુકાના કૈયારી ગામના પાંચ માલધારી વસના તુસિયા રબારી, વરધા વીરમા રબારી, કાના દુધા રબારી, બેચરા અગારા રબારી અને થાના અગારા રબારીનો સમાવેશ થાય છે. આ તમામ ૩૫થી ૪૦ વર્ષની વયના છે.

બુધ્ધુ બંદર ખાતે સીમા સુરક્ષા દળની સરહદ ચોકી નજીક થયેલા વિસ્ફોટમાં ઘાયલ થનારાઓને દવાખાને ખસેડી તેમની સારવાર હાથ ધરાઇ ત્યારનું દ્રશ્ય (તસવીર : સોનલ પણિયા)

બહાર આવેલી વિગતો અનુસાર આ પશુપાલકો નારાયણસરોવર નજીક આવેલા બુધ્ધુ બંદર ખાતે બી.એસ.એફ.ની સીમા ચોકી નજીક ગાયો ચરાવી રહ્યા હતા ત્યારે ચોકી પાસે વણફૂટેલો સેલ ધડાકા સાથે ફાટતાં આ અકસ્માત થયો હતો. આ પાંચેય પશુપાલક ઊછળીને

(જુઓ પાનું ૭)

# ઓલિમ્પિકમાં પણ ફિક્સિંગ !

## બેડમિન્ટનની આઠ મહિલા ખેલાડી બહાર : જવાલા અને અશ્વિનીની ભારતીય જોડીને લોટરી : ક્વાર્ટરમાં

લંડન, તા. ૧ : ઓલિમ્પિકમાં રોજ નવો વિવાદ સામે આવી રહ્યો છે. ડોપિંગનો ડંખ તો ઓલિમ્પિકની ગરિમાને સતત અભડાવી જ રહ્યો છે, ત્યાં હવે બેડમિન્ટનમાં ફિક્સિંગનો સનસનીખેજ મામલો સામે આવ્યો છે. બેડમિન્ટનની આઠ ખેલાડી પર જાણી જોઇને મેચ હારી હોવાથી તેમને લંડન ઓલિમ્પિકમાંથી બહાર કરી દેવામાં આવી છે. આ ઘટનાથી ૩૦મી ઓલિમ્પિકમાં હલચલ મચી ગઇ છે.

ખેલ મહાકુંભની આ શરમજનક ઘટનાને તમામ ખેલાડીઓએ વખોડીને આયોજકોના પગલાંને યોગ્ય ઠેરવ્યું છે. જે મહિલા ખેલાડીઓને ઓલિમ્પિકમાંથી સસ્પેન્ડ કરી દેવામાં આવી છે તેમાં ચાર દ.કોરિયાની અને બે ચીન તથા ઇન્ડોનેશિયાની છે. આ તમામ ખેલાડીઓ સામે વર્લ્ડ બેડમિન્ટન એસો.એ તપાસ શરૂ કરી છે. મેચ ફિક્સિંગના મામલે ઓલિમ્પિકના ઇતિહાસમાં એક સાથે આઠ ખેલાડીને બહાર કરી દેવાની આ પહેલી ઘટના છે. આ મામલે ભારતીય બેડમિન્ટન ટીમ સહિત અન્ય દેશોની ટીમે પણ ફરિયાદ કરી હતી. ઓલિમ્પિક કમિટીના નિર્ણય બાદ ભારતના ખેલમંત્રી અજય માકને કહ્યું છે કે, આ ફક્ત

(જુઓ પાનું ૭)

# પાકમાંથી વિદેશી રોકાણને લીલીઝંડી

નવ દિલ્હી, તા. ૧ : ભારત સરકારે આજે પાકિસ્તાનમાંથી વિદેશી સીધા મૂડીરોકાણને ઔપચારિક મંજૂરી આપી દીધી હતી. બે પરમાણું સક્ષમ દેશો વચ્ચે વિશ્વાસ નિર્માણનાં પગલારૂપે આ નિર્ણય લેવામાં આવ્યો છે. ભારતે પાકિસ્તાનમાંથી વિદેશી મૂડીરોકાણને મંજૂરી આપતા પગલાંનો આગામી દિવસોમાં જોરદાર વિરોધ થાય તેવી શક્યતા છે.

પાકિસ્તાનના નાગરિકો અને કંપનીઓને હવે સંરક્ષણ, અંતરિક્ષ અને અણુ ઊર્જા સિવાય તમામ ક્ષેત્રોમાં મૂડીરોકાણ કરવાની મંજૂરી મળી ગઇ છે.

# કેજરીવાલની તબિયત લથડી

નવી દિલ્હી, તા. ૧(પીટીઆઇ) : ભ્રષ્ટાચાર વિરુદ્ધ મેદાનેજંગમાં ઉતરેલી ટીમ અણ્ણા સાથે સરકારમાં હજી સુધી વાટાઘાટ માટે તૈયારીનો કોઇ સળવળાટ પણ જોવા મળ્યો નથી. ત્યારે આજે પોતાના ઉપવાસના આઠમા દિવસે સામાજિક કાર્યકર અરવિંદ કેજરીવાલ અને ગોપાલ રાયની તબિયત ખૂબ જ કથળી ગઇ હતી. આંદોલનકારી ટીમને હવે એવી આશંકા છે કે સરકાર બળજબરી કરીને તેમને

(જુઓ પાનું ૭)



# ભુજ ગૌહત્યા કેસ : નવ જણ પાસામાં

ભુજ, તા. ૧ : ગાય અને ગૌવંશના પશુઓની ગેરકાયદે કતલ કરનારા સામે કડક અને નશ્યતરૂપ કાર્યવાહી કરવાનો કોલ આપનારા કચ્છના વહીવટી અને પોલીસ તંત્રએ આજે પોતાનો આ વાયદો નિભાવતા એક અભૂતપૂર્વ કાયદાકીય પગલાંમાં એકસાથે નવ જણને પાસા હેઠળ પકડયા હતા. પખવાડિયા પહેલા ભુજમાં સોનાપુરી વિસ્તારમાં કતલખાના પકડાવાના કેસમાં આ નવેય ઇસમ ઝડપાયા હતા. પાસામાં ગયેલા આ ઇસમોમાં ભુજ નગરપાલિકાના વોર્ડરનો પણ સમાવેશ થાય છે. એકસાથે નવ જણ પાસામાં પકડાયા હોય તેવો કચ્છનો આ પ્રથમ કિસ્સો બની રહ્યો છે.

## પોલીસ અને વહીવટી તંત્રનું કડક અને સૌથી મોટું પગલું : જીવદયા પ્રેમીઓની જીત

આજે જેમને પાસા હેઠળ પકડી જિલ્લા બહારની રાજ્યની અલગઅલગ જેલમાં મોકલી અપાયા છે તે નવ ઇસમોમાં ભુજના મુઝાહિદીન અલીમામદ હિંગોરજા (ઉ.વ.૨૦), ભુજ નગરપાલિકાના વોર્ડર બશીર હારૂન મમણ (ઉ.વ.૪૫), સોહેબ લતીફ મમણ (ઉ.વ.૨૦), હુશેન ઇબ્રાહીમ મોખા (ઉ.વ.૨૫), જાકબ મામદ કેવર (ઉ.વ.૨૪), કાસમ ફકીરમામદ લાખા (ઉ.વ.૩૫), અયુબ જુમ્મા હિંગોરજા (ઉ.વ.૩૧), મૌસીન અલીમામદ હિંગોરજા (ઉ.વ.૨૩) અને ભચુ કારા ગગડા (ઉ.વ.૪૦)નો સમાવેશ થાય છે.

સત્તાવાર સાધનોએ આ વિગતો આપતાં જણાવ્યું હતું કે મુઝાહિદીનને વડોદરા, બશીરને

(જુઓ પાનું ૭)





## હિ પણ હિકડી ગાલ !

–અશોક અદેપાલ



'આ જો મારા કપાળે.. ' આ વખતે મારી બહેને નહીં મારી મમ્મીએ રાખડી બાંધી છે...!'

## હવામાન

| | મહત્તમ | લઘુતમ |
|---|---|---|
| ભુજ | ૩૩.૮° સે. | ૨૪.૯° સે. |
| નલિયા | ૩૨.૪° સે. | ૨૭.૧° સે. |
| કંડલા પોર્ટ | ૩૩.૧° સે. | ૨૭.૫° સે. |
| કંડલા એરપોર્ટ | ૩૪.૦° સે. | ૨૭.૨° સે. |
| માંડવી | ૩૧.૫° સે. | ૨૫.૦°સે. |

રક્ષાબંધનની શુભેચ્છાઓ
|| જનની જન્મભૂમિશ્ચ સ્વર્ગાદપિ ગરીયસી ||
www.kutchmitradaily.com
# કચ્છમિત્ર
ગુરુવાર ■ તા. ૦૨/૦૮/૧૨
પાના ૧૬ ■ કિંમત : રૂા. ૩
સંવત : ૨૦૬૮ ■ શ્રાવણ સુદ ૧૫ ■ વર્ષ : ૬૬ ■ અંક : ૧૨
KUTCHMITRA ■ BHUJ ■ 02-08-12 ■ THURSDAY
ફોન : ૨૫૦૨૦૮૯ થી ૯૨ ■ ફેક્સ : ૨૫૦૨૭૧/૨૫૦૮૭
Regd. No. G.KCH-3/2008-2011 ■ RNI No. 1554/57

કચ્છમાં પંચાવન ઘાસ ડેપો ખોલવાની તૈયારી : બિયારણ આપતા કલેક્ટર 3
ઢોરી સીમમાં આગથી ૮ કિ.મી.નું ઘાસ ખાખ : માલધારીઓ માટે પડ્યા પર પાટું ૯
તીરંદાજીમાં દીપિકાએ દેશને નિરાશ કર્યો : પહેલો કોઠો ભેદી ન શકી ૧૪
બાઇકચોરી કેસમાં પકડાયેલા યુવાનનો પોલીસ લોકઅપમાં આપઘાત ૧૬

# પૂણેમાં શ્રેણીબદ્ધ બોમ્બ ધડાકાથી દહેશત

નવી દિલ્હી/પૂણે, તા. ૧ : દેશના નવા ગૃહમંત્રી તરીકે સુશીલકુમાર શિંદેએ આજે કાર્યભાર સંભાળ્યાની સાંજે જ લાંબા સમયની શાંતિને તોડતા પૂણેમાં એકસાથે ચાર બોમ્બ વિસ્ફોટથી સનસનાટી મચી હતી અને પૂણેમાં ભારે ભય સાથેની નાસભાગ તો દેશમાં ચિંતાનું મોજું ફરી વળ્યું હતું. માત્ર એક વ્યકિતને આ ધડાકામાં ઇજા પહોંચી છે.



## શિંદેએ ગૃહમંત્રાલય સંભાળ્યા પહેલા જ દિવસે હળવી તીવ્રતાના ચાર વિસ્ફોટ : ૧ ઘાયલ : બે બોમ્બ નિષ્ફળ બનાવાયા

રમઝાન માસ ચાલે છે ત્યારે નમાજનો સમય અને આવતીકાલે રક્ષાબંધનના પર્વની પૂર્વસંધ્યાએ રાત્રે ૮ વાગ્યાના અરસામાં શહેરના અત્યંત ભીડભાડવાળા જંગાલી મહારાજ રોડ પર માત્ર એક જ કિ.મી.ના દાયરામાં ચાર બોમ્બધડાકા થયા હતા. જોકે સદ્ભાગ્યે ચારેય બોમ્બ ઓછી તીવ્રતાના હતા અને બાકીના બંને ખાસ ટુકડી દ્વારા નિષ્ક્રિય કરી દેવાતાં મોટી જાનહાનિ ટળી હતી. નિષ્ક્રિય કરાયેલા બોમ્બમાં ડિટોનેટર્સ હોવાનું આ લખાય છે ત્યારે બહાર આવ્યું છે, જે ભયાનક સાબિત થઈ શકે તેમ હતું.

મોડેથી ગૃહમંત્રી શિંદેએ પત્રકારોને જણાવ્યું હતું કે, સાંજે ૭.૨૭થી ૮.૧૫ની વચ્ચે ચાર ધડાકા થયા છે. સ્થળ પર બોમ્બ નાશક ટુકડી પહોંચી ગઇ છે અને એનઆઇએની ટીમ રવાના થઇ છે. આતંકવાદી હુમલા અંગેના પ્રશ્નમાં તેમણે કહ્યું કે, હજુ કંઇ કહી ન શકાય. દિલ્હી સહિત ૧૪ મહાનગરોને એલર્ટ કરી દેવાયા છે.

નોંધપાત્ર એ છે કે સંદિગ્ધ આતંકવાદી ઘટનામાં અન્ય બે બોમ્બ ફૂટે તે અગાઉ જ નિષ્ક્રિય કરી દેવાયા હતા. આ ઘટનામાં ઉપયોગમાં લેવાયેલાં વિસ્ફોટકો હળવી ક્ષમતાના હતા અને તાત્કાલિક રીતે કોઇ મોટી જાનહાનિના હેવાલ નથી. કથિત રીતે જે આ વિસ્ફોટકો લઇ આવ્યો હતો તેવો એક વ્યક્તિ

(જુઓ પાનું ૭)

# લખપત સીમાએ સેલ ફાટતાં પાંચ માલધારી જખ્મી

## બીએસએફની બુધ્ધુબંદર ચોકીનો બનાવ : ઘાયલોને ભુજ ખસેડાયા કેટલીક ગાયોને ઇજા : કૈયારીમાં ચિંતા ફરી વળી

નારાયણસરોવર-દયાપર, તા. ૧ : જિલ્લાના પશ્ચિમ છેવાડે લખપત તાલુકામાં સરહદે આવેલા બુધ્ધુ બંદર ખાતે સીમા સુરક્ષા દળની સરહદી ચોકીમાં આજે સાંજે વણફૂટેલો સેલ ધડાકાભેર ફાટતાં પાંચ માલધારી જખ્મી થયા હતા. આ પાંચેય ભોગ બનનારાઓને વધુ સારવાર માટે ભુજ ખસેડાયા છે.

આ કિસ્સામાં જેઓ ઇજાગ્રસ્ત બન્યા છે તેમાં લખપત તાલુકાના કૈયારી ગામના પાંચ માલધારી વસના તુસિયા રબારી, વરધા વીરમા રબારી, કાના દુધા રબારી, બેચરા અગારા રબારી અને થાના અગારા રબારીનો સમાવેશ થાય છે. આ તમામ ૩૫થી ૪૦ વર્ષની વયના છે.



બુધ્ધુ બંદર ખાતે સીમા સુરક્ષા દળની સરહદ ચોકી નજીક થયેલા વિસ્ફોટમાં ઘાયલ થનારાઓને દવાખાને ખસેડી તેમની સારવાર હાથ ધરાઇ ત્યારનું દ્રશ્ય (તસવીર : સોનલ પણિયા)

બહાર આવેલી વિગતો અનુસાર આ પશુપાલકો નારાયણસરોવર નજીક આવેલા બુધ્ધુ બંદર ખાતે બી.એસ.એફ.ની સીમા ચોકી નજીક ગાયો ચરાવી રહ્યા હતા ત્યારે ચોકી પાસે વણફૂટેલો સેલ ધડાકા સાથે ફાટતાં આ અકસ્માત થયો હતો. આ પાંચેય પશુપાલક ઊછળીને

(જુઓ પાનું ૭)

# ઓલિમ્પિકમાં પણ ફિક્સિંગ !

## બેડમિન્ટનની આઠ મહિલા ખેલાડી બહાર : જ્વાલા અને અશ્વિનીની ભારતીય જોડીને લોટરી : ક્વાર્ટરમાં

લંડન, તા. ૧ : ઓલિમ્પિકમાં રોજ નવો વિવાદ સામે આવી રહ્યો છે. ડોપિંગનો ડંખ તો ઓલિમ્પિકની ગરિમાને સતત અભડાવી જ રહ્યો છે, ત્યાં હવે બેડમિન્ટનમાં ફિક્સિંગનો સનસનીખેજ મામલો સામે આવ્યો છે. બેડમિન્ટનની આઠ ખેલાડી પર જાણી જોઇને મેચ હારી હોવાથી તેમને લંડન ઓલિમ્પિકમાંથી બહાર કરી દેવામાં આવી છે. આ ઘટનાથી ૩૦મી ઓલિમ્પિકમાં હલચલ મચી ગઇ છે.



ખેલ મહાકુંભની આ શરમજનક ઘટનાને તમામ ખેલાડીઓએ વખોડીને આયોજકોના પગલાંને યોગ્ય ઠેરવ્યું છે. જે મહિલા ખેલાડીઓને ઓલિમ્પિકમાંથી સસ્પેન્ડ કરી દેવામાં આવી છે તેમાં ચાર દ.કોરિયાની અને બે ચીન તથા ઇન્ડોનેશિયાની છે. આ તમામ ખેલાડીઓ સામે વર્લ્ડ બેડમિન્ટન એસો.એ તપાસ શરૂ કરી છે. મેચ ફિક્સિંગના મામલે ઓલિમ્પિકના ઇતિહાસમાં એક સાથે આઠ ખેલાડીને બહાર કરી દેવાની આ પહેલી ઘટના છે. આ મામલે ભારતીય બેડમિન્ટન ટીમ સહિત અન્ય દેશોની ટીમે પણ ફરિયાદ કરી હતી. ઓલિમ્પિક કમિટીના નિર્ણય બાદ ભારતના ખેલમંત્રી અજય માકને કહ્યું છે કે, આ ફક્ત

(જુઓ પાનું ૭)

## પાકમાંથી વિદેશી રોકાણને લીલીઝંડી

નવ દિલ્હી, તા. ૧ : ભારત સરકારે આજે પાકિસ્તાનમાંથી વિદેશી સીધા મૂડીરોકાણને ઔપચારિક મંજૂરી આપી દીધી હતી. બે પરમાણું સક્ષમ દેશો વચ્ચે વિશ્વાસ નિર્માણનાં પગલારૂપે આ નિર્ણય લેવામાં આવ્યો છે. ભારતે પાકિસ્તાનમાંથી વિદેશી મૂડીરોકાણને મંજૂરી આપતા પગલાંનો આગામી દિવસોમાં જોરદાર વિરોધ થાય તેવી શક્યતા છે.

પાકિસ્તાનના નાગરિકો અને કંપનીઓને હવે સંરક્ષણ, અંતરિક્ષ અને અણુ ઊર્જા સિવાય તમામ ક્ષેત્રોમાં મૂડીરોકાણ કરવાની મંજૂરી મળી ગઇ છે.

# કેજરીવાલની તબિયત લથડી

નવી દિલ્હી, તા. ૧(પીટીઆઇ) : ભ્રષ્ટાચાર વિરુદ્ધ મેદાનેજંગમાં ઉતરેલી ટીમ અણ્ણા સાથે સરકારમાં હજી સુધી વાટાઘાટ માટે તૈયારીનો કોઇ સળવળાટ પણ જોવા મળ્યો નથી. ત્યારે આજે પોતાના ઉપવાસના આઠમા દિવસે સામાજિક કાર્યકર અરવિંદ કેજરીવાલ અને ગોપાલ રાયની તબિયત ખૂબ જ કથળી ગઇ હતી. આંદોલનકારી ટીમને હવે એવી આશંકા છે કે સરકાર બળજબરી કરીને તેમને

(જુઓ પાનું ૭)





# ભુજ ગૌહત્યા કેસ : નવ જણ પાસામાં

ભુજ, તા. ૧ : ગાય અને ગૌવંશના પશુઓની ગેરકાયદે કતલ કરનારા સામે કડક અને નશ્યતરૂપ કાર્યવાહી કરવાનો કોલ આપનારા કચ્છના વહીવટી અને પોલીસ તંત્રએ આજે પોતાનો આ વાયદો નિભાવતા એક અભૂતપૂર્વ કાયદાકીય પગલાંમાં એકસાથે નવ જણને પાસા હેઠળ પકડયા હતા. પખવાડિયા પહેલા ભુજમાં સોનાપુરી વિસ્તારમાં કતલખાના પકડાવાના કેસમાં આ નવેય ઇસમ ઝડપાયા હતા. પાસામાં ગયેલા આ ઇસમોમાં ભુજ નગરપાલિકાના વોર્ડરનો પણ સમાવેશ થાય છે. એકસાથે નવ જણ પાસામાં પકડાયા હોય તેવો કચ્છનો આ પ્રથમ કિસ્સો બની રહ્યો છે.

## પોલીસ અને વહીવટી તંત્રનું કડક અને સૌથી મોટું પગલું : જીવદયા પ્રેમીઓની જીત

આજે જેમને પાસા હેઠળ પકડી જિલ્લા બહારની રાજ્યની અલગઅલગ જેલમાં મોકલી અપાયા છે તે નવ ઇસમોમાં ભુજના મુઝાહિદીન અલીમામદ હિંગોરજા (ઉ.વ.૨૦), ભુજ નગરપાલિકાના વોર્ડર બશીર હારૂન મમણ (ઉ.વ.૪૫), સોહેબ લતીફ મમણ (ઉ.વ.૨૦), હુશેન ઇબ્રાહીમ મોખા (ઉ.વ.૨૫), જાકબ મામદ કેવર (ઉ.વ.૨૪), કાસમ ફકીરમામદ લાખા (ઉ.વ.૩૫), અયુબ જુમ્મા હિંગોરજા (ઉ.વ.૩૧), મૌસીન અલીમામદ હિંગોરજા (ઉ.વ.૨૩) અને ભચુ કારા ગગડા (ઉ.વ.૪૦)નો સમાવેશ થાય છે.

સત્તાવાર સાધનોએ આ વિગતો આપતાં જણાવ્યું હતું કે મુઝાહિદીનને વડોદરા, બશીરને

(જુઓ પાનું ૭)



## હિ પણ હિકડી ગાલ !

-અશોક અદેપાલ



‘આ જો મારા કપાળે.. ’ આ વખતે મારી બહેને નહીં મારી મમ્મીએ રાખડી બાંધી છે...!’

## હવામાન

| | મહત્તમ | લઘુતમ |
|---|---|---|
| ભુજ | ૩૩.૮° સે. | ૨૪.૯° સે. |
| નલિયા | ૩૨.૪° સે. | ૨૭.૧° સે. |
| કંડલા પોર્ટ | ૩૩.૧° સે. | ૨૭.૫° સે. |
| કંડલા એરપોર્ટ | ૩૪.૦° સે. | ૨૭.૨° સે. |
| માંડવી | ૩૧.૫° સે. | ૨૫.૦° સે. |

## ટોડા પાસે ટાંકો ફાટયો

ભુજ, તા. ૧ : મુંદરા તાલુકામાં ટોડા ગામ નજીક આવેલી ચૌધરીની હાઇવે હોટલ નજીક ગઇકાલે ટેન્કરમાં ફીટ કરાયેલો રસાયણનો ખાલી ટાંકો ફાટયો હતો.

પોલીસે આપેલી માહિતી અનુસાર આ ટેન્કર મુંદરા નજીકના અદાણી બંદરેથી રસાયણ ખાલી કરીને પરત કંડલા જઇ રહ્યું હતું. ચાલક અને કલીનર હોટલ ઉપર જમવા રોકાયા હતા ત્યારે ટાંકો ફાટતા તેમાં તિરાડો પડી ગઇ હતી. મુંદરા પોલીસે બનાવની તપાસ હાથ ધરી છે.

## જેટ ફ્યુઅલના ભાવમાં ૪.૫ ટકાનો વધારો

નવી દિલ્હી, તા. ૧ (પીટીઆઇ) : આંતરરાષ્ટ્રીય બજારમાં ખનિજ તેલના ભાવોએ ફરી જોર પકડતાં જેટ ફ્યુઅલ અથવા એટીએફના ભાવમાં સીધો સાડા ચાર ટકાનો વધારો થયો છે. વિમાનના ઇંધણના ભાવમાં એક જ માસમાં આ બીજો વધારો છે. (ગઇ ૧૬ જુલાઇએ ૧.૭ ટકાનો વધારો થયો હતો)



મુદ્રક અને પ્રકાશક : શૈલેષ હંસરાજ કંસારા, સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી કચ્છમિત્ર પ્રિન્ટીંગ પ્રેસ,ઇન્દ્રાબાઇ પાર્ક પાસે, ભુજ-કચ્છમાં છાપ્યું અને તે જ સ્થળેથી પ્રસિદ્ધ કર્યું છે,મેનેજિંગ એડિટર : કુન્દન વ્યાસ, તંત્રી : કીર્તિ જયંત ખત્રી, ઇ-મેઇલ : kutchmitra@yahoo.com. / kutchmitra@rediffmail.com. ■ મુંબઇ ઓફિસ : જન્મભૂમિ ભવન, જન્મભૂમિ માર્ગ, ફોર્ટ, મુંબઇ-૧, ટે.નં. (૦૨૨) -૨૨૮૭૦૮૩૧-૩૪, ■ અમદાવાદ કાર્યાલય : ૨૦૨, કલિંગ કોમ્પ્લેક્ષ, બાટા શો રૂમ પાછળ, આશ્રમ રોડ, અમદાવાદ-૩૮૦૦૦૯, ફોન નં. (૦૭૯) ૨૬૫૮૮૭૭૪, ફેક્સ : ૨૬૫૮૯૮૯૧. ■ દિલ્હી કાર્યાલય : આઇ.એન.એસ. બિલ્ડીંગ, રફી માર્ગ, નવી દિલ્હી ટે.નં. (૦૧૧) ૨૩૭૧૧૦૦૨. ■ વડોદરા કાર્યાલય : બ્લોક નં. ૩-૪ પદ્માવતી શોપિંગ સેન્ટર, ન્યાય મંદિર પાસે, વડોદરા ટે.નં. (૦૨૬૫) ૨૪૧૨૯૦૬, ફેક્સ : ૨૪૩૨૭૫૭. ■ સુરત કાર્યાલય : લવ-કુશ, ગ્રાઉન્ડ ફલોર, વિવેકાનંદ બ્રિજ પાસે, અડાજણ રોડ, સુરત-૩૯૫૦૦૯. ટે.નં. : (૦૨૬૧) ૨૭૮૦૮૫૦.



ડાર્ક ઝોનવાળા વિસ્તારમાં વીજજોડાણ મેળવવા પડતી મુશ્કેલી સંદર્ભે ભુજ ખાતે વીજતંત્ર અને જી.જી. આર.સી.સી., કંપનીઓના પ્રતિનિધિઓની બેઠક યોજાઇ ત્યારની તસવીર.

# તો ડાર્ક ઝોનની જાહેરાત પોકળ સાબિત થશે

**ભુજ ખાતે મળેલી બેઠકમાં આંટીઘૂંટીઓમાંથી મુક્તિ લાવવા અનુરોધ**

ભુજ, તા. ૧ : કચ્છમાં ડાર્ક ઝોન ઉઠાવીને ચાર તાલુકામાં ખેતીવાડી વિસ્તારમાં વીજજોડાણ આપવાની જાહેરાત તો કરાઇ છે, પરંતુ નિયમોની આંટીઘૂંટીઓ એવી રખાતાં માંડ ૨૦ ટકા લાભાર્થીઓને જ વીજજોડાણ મળી શકશે તેવી સ્થિતિ ઊભી થઇ છે. જી.જી.આર.સી. દ્વારા કચ્છ વિસ્તાર માટે બોલાવાયેલી બેઠકમાં આવા મુદ્દા ઊઠ્યા હતા અને કચ્છની ભૌગોલિક પરિસ્થિતિ પ્રમાણે બાંધછોડ કરવા અનુરોધ કરાયો હતો.

ગઇકાલે જી.જી.આર.સી.ના મેનેજર પ્રદીપકુમાર, પીજીવીસીએલ કચ્છના વિશેષ મુખ્ય ઇજનેર એન.વી. પારેખ, અધીક્ષક ઇજનેર શ્રી પઢિયાર સાથે ટપક સિંચાઇક્ષેત્રે કામ કરતી સંસ્થાઓના પ્રતિનિધિઓની બેઠક યોજાઇ હતી.

બેઠકમાં ઉપસ્થિત આઠ કંપનીઓના પ્રતિનિધિઓને એવી ફરિયાદ કરી હતી કે, જે રીતે સૂચના આપવામાં આવી છે તે પ્રમાણે કચ્છમાં ટપક સિંચાઇક્ષેત્રે કામ કરવું મુશ્કેલ છે. ડાર્ક ઝોનવાળા વિસ્તારમાં ત્રણ મહિનાનો સમય આપવામાં આવ્યો છે તે ઓછો છે. કારણ કે જ્યાં બોર હશે ત્યાં જ વીજજોડાણ અપાશે. બોર બનાવવામાં કચ્છની જમીન પથ્થરવાળી છે. એક બોર બનાવતાં ૮ દિવસ જેટલો સમય લાગી જાય છે. અરજીઓની સંખ્યા જોતાં સમયગાળો જલ્દી ખતમ થઇ જશે. બીજા જિલ્લાઓમાં જમીન નરમ હોવાથી એક-બે દિવસમાં બોર બની જાય છે, તે રીતે કચ્છની ભૌગોલિક પરિસ્થિતિનો અભ્યાસ કર્યા બાદ જ નિયમો લાગુ કરવાની પ્રતિનિધિઓએ ભલામણ કરી હતી, તો જ કચ્છના વધુ ખેડૂતોને લાભ મળી શકશે.

પ્રતિનિધિઓમાં કુમાર સત્યમૂર્તિ, આશિષ પટેલ, નિશાર ખાન વગેરેએ કહ્યું હતું કે, આમ કરાશે તો માંડ ૪૦ ટકાને લાભ મળશે. વળી ૭/૧૨ના ઉતારામાં ખેડૂતોની વારસાઇની નોંધનો આગ્રહ રખાય છે. કોઇ ખેડૂતનું અવસાન થયું હોય તો વારસાઇ નોંધ પડતાં ત્રણેક મહિનાનો સમય લાગે છે. કાચી નોંધ ગ્રાહ્ય રખાય તો લાભ મળી જાય. આ પ્રશ્ને રજૂઆત કરાઇ હતી, તે પણ ધ્યાને લેવાઇ ન હતી.

જો આવા નિયમોમાં બાંધછોડ કરવામાં નહીં આવે તો ડાર્ક ઝોનની જાહેરાત પોકળ સાબિત થશે એવી લાગણી વ્યક્ત કરાઇ હતી.

આ અંગે પીજીવીસીએલના વિશેષ મુખ્ય ઇજનેર શ્રી પારેખને પૂછતાં તેમણે કહ્યું હતું કે, સરકારની સૂચના પ્રમાણે અમલ કરવાનું કામ અમારું છે. ખેડૂતોની વાત પણ સાચી છે, પરંતુ અમે સરકારના પરિપત્રને ધ્યાનમાં રાખી કાર્યવાહી કરીએ છીએ. તેમ છતાં જે ખેડૂત બાકી રહેશે તેમનું અગ્રતાક્રમ જળવાઇ રહેશે.

# ભુજમાં મેળો યોજવા ૨.૭૫ લાખમાં સુધરાઇએ ઇજારો આપ્યો

**ગયા વર્ષ કરતાં ૭૦ હજાર રૂપિયાની વધુ આવક : બાંભનો ઠેકો ૨.૨૫ લાખમાં**

ભુજ, તા. ૧ : શ્રાવણ માસના શિરમોર પર્વ સમાન સાતમ આઠમના અહીં હમીરસરના કાંઠે યોજાતા મેળાને આડે હવે માત્ર એક સપ્તાહ બાકી છે, ત્યારે શહેર સુધરાઇ દ્વારા આજે રૂા. ૨.૭૫ લાખમાં બે દિ'ના આયોજનનો ઇજારો ખાનગી પાર્ટીને સોંપી દેવાયો હતો. તો બાંભનો ઇજારો પણ નક્કી કરી દેવાયો હતો.

પ્રમુખ નરેન્દ્રભાઇ ઠક્કર અને કારોબારી ચેરમેન દિલીપભાઇ શાહે જણાવ્યું હતું કે, બે દિવસના મેળા માટે તળિયાનો ભાવ ૨.૫૦ લાખ નક્કી કરાયો હતો. જેમાં ગઇકાલે આવેલા ટેન્ડર ખોલ્યા પછી વાટાઘાટ માટે પાર્ટીઓને બોલાવી હતી તે પૈકી એક ઇજારદારે ૨.૭૫ લાખમાં મેળો લેવાની તૈયારી દર્શાવી હતી અને આમ ઓફર મંજૂર કરાઇ હતી.

બીજી તરફ તાજેતરમાં ગૌહત્યાના ચકચારી બનાવમાં સુધરાઇના બાંભના ઇજારાની સંડોવણીના પગલે ઇજારો તાત્કાલિક અસરથી રદ કરાયા પછી આ ઠેકો પણ અન્ય પાર્ટીને રૂા. ૨.૨૫ લાખમાં સુપરત કરાયો છે. અહીં ઉલ્લેખનીય છે કે અગાઉ આ મેળાનો ઠેકો રૂા. ૨.૦૫ લાખમાં ગયો હતો, તે હિસાબે આ વખતે રૂા. ૭૦ હજારની નગરપાલિકાને વધુ આવક થશે.

# હાઇકોર્ટમાં ગુજરાત સરકાર અને અદાણીની કચ્છીઓ માટેની મેલી મુરાદ છતી થઇ ગઇ

**કોંગ્રેસના પ્રદેશ મહામંત્રીનો આક્ષેપ : કાનૂની અને લોકલડત આપવા તૈયારી**

ભુજ, તા. ૧ : ગુજરાત અદાણી ઇન્સ્ટિટ્યૂટ ઓફ મેડિકલ સાયન્સીસ અને ગુજરાત સરકાર વિરુદ્ધ કરાયેલી જાહેર હિતની અરજીના ચુકાદામાં ગુજરાત હાઇકોર્ટે કરેલા આદેશને ફેરબદલ કરી રદ કરવા રાજ્યની વડી અદાલતમાં ગુજરાત સરકાર અને અદાણીએ પિટિશન દાખલ કરતાં તેમની કચ્છીઓ માટેની મેલી મુરાદ છતી થઇ ગઇ છે તેવો આક્ષેપ ગુજરાત પ્રદેશ કોંગ્રેસના મહામંત્રી આદમ બી. ચાકીએ કરી આ બાબતે કાયદાકીય તેમજ કચ્છીઓના હક્ક માટે ઉગ્ર લડત ચલાવવાની તૈયારી દર્શાવી છે.

કોંગ્રેસના પ્રદેશ મહામંત્રી શ્રી ચાકીએ જણાવ્યું હતું કે, ગત માસની તા. ૨૧ના ગુજરાત સરકારના આરોગ્ય વિભાગના અગ્રસચિવ, એડિશનલ ડાયરેક્ટર, આરોગ્ય વિભાગ તથા સિવિલ સર્જન કચ્છ દ્વારા ગુજરાત હાઇકોર્ટમાં અરજી દાખલ કરાઇ છે.

હાઇકોર્ટમાં કરાયેલી જાહેર હિતની અરજી પરના ૨૦૧૧ના ચુકાદા મુજબ રાજ્ય સરકાર તથા ગેઇમ્સ-અદાણી દ્વારા જે તા. ૨૭/૫/૨૦૦૯ના કરાર કરાયા છે તેમાં શરતો ઉમેરી નવેસરથી કરાર કરવા આદેશ કર્યો છે. જેમાં ગેઇમ્સ હાલમાં ચાલુ સિવિલ હોસ્પિટલની ૩૦૦ પથારીઓની સેવા તેવી જ રીતે ચાલુ રાખશે તેમજ તેનો સિવિલ હોસ્પિટલનો દરજ્જો બરકરાર રહેશે. ઉપરાંત ચોક્કસ સમયમર્યાદામાં બીજી ૪૦૦ પથારી રૂા. ૩૦ કરોડના ખર્ચે વિકસાવવાની રહેશે.

ગેઇમ્સ દ્વારા પોતાના ૧૦ ટકા મેનેજમેન્ટ ક્વોટા (૧૫ સીટ) કચ્છીઓ માટે અનામત રાખવો. જે કચ્છી વિદ્યાર્થીઓ કોમન એન્ટ્રન્સ એક્ઝામ પાસ કરે તેમને ક્રમ અનુસાર આ ક્વોટામાં પ્રવેશ આપવો જેની ફી પણ ગુજરાતની સરકારી કોલેજના ધોરણે લેવાની રહેશે.

સરકાર દ્વારા એવી દલીલ કરાઇ છે કે રાજ્યમાં કોઇપણ જગ્યાએ સેલ્ફ ફાયનાન્સ મેડિકલ કોલેજમાં આવી રીતે અનામત રખાઇ નથી, તો આ શરત કાઢી મૂકવા દાદ માગી છે.

શ્રી ચાકીએ આક્રોશપૂર્વક ઉમેર્યું હતું કે, અહીં સરકારને એ જણાવવું જરૂરી છે કે રાજ્યમાં કોઇપણ જગ્યાએ આવી રીતે લોકોના અબજો રૂપિયાની સિવિલ હોસ્પિટલ કોઇના ચરણોમાં ધરવામાં આવી નથી. આ બાબત સરકારને લડત આપવા સુપ્રીમ કોર્ટ સુધી પણ લઇ જવામાં આવશે. આ કેસ આગામી તા. ૮મી ઓગસ્ટે ગુજરાતના મુખ્ય ન્યાયમૂર્તિ ભાસ્કર ભટ્ટાચાર્ય તથા જે. પી. પારડીવાલાની બેંચમાં ચાલશે.



ભુજમાં બિયારણ વિતરણ કરતા કલેક્ટર એમ. થેન્નારસન સાથે સર્વ સેવા સંઘના પ્રમુખ તારાચંદ છેડા, નગરપતિ શંકર ઠક્કર, આર.જી. ભાલારા જોવા મળે છે.

# કચ્છમાં ૫૫ ઘાસ ડેપો ખોલવાની તૈયારી

**ભુજમાં ગૌશાળા-પાંજરાપોળ સંગઠન અને સર્વ સેવા સંઘ દ્વારા બિયારણ આપતા કલેક્ટર**

ભુજ, તા. ૧ : કચ્છમાં વરસાદ ખેંચાતા ઊભી થયેલી ઘાસ, પાણી અને રોજગારીની પરિસ્થિતિને પહોંચી વળવા જિલ્લા વહીવટી તંત્ર દ્વારા પૂરતું અને આગોતરું આયોજન કરવામાં આવ્યું છે એમ જિલ્લા કલેક્ટર એમ. થેન્નારસને અહીં કતિરા કોમ્પ્લેક્ષમાં આયોજિત સર્વ સેવા સંઘ અને ગૌશાળા તથા પાંજરાપોળ સંગઠનના ઉપક્રમે રાહતભાવે બિયારણ વિતરણના કાર્યક્રમમાં જણાવ્યું હતું.

વરસાદની સિસ્ટમ બંધાઇ છે. રાજ્યના અન્ય જિલ્લાઓમાં વરસાદ થયો છે કચ્છમાં પણ વરસાદ આવશે તેવી આશા વ્યક્ત કરી જિલ્લા કલેક્ટરે ઉમેર્યું હતું કે, તેમ છતાં પશુધનને બચાવવા કાર્યયોજના તૈયાર કરાઇ છે. જિલ્લામાં અત્યારે પ્રાથમિક જરૂરિયાત ઘાસની છે. જરૂરિયાત ઊભી થશે તો ઘાસના ડેપો ખોલવામાં આવશે. પ્રથમ તબક્કે ૫૫ ઘાસ ડેપો શરૂ કરવાની તૈયારી હોવાનું કહ્યું હતું. ઘાસ અંગે મોજણી કરવા પશુપાલન અધિકારીના વડપણ હેઠળ ૨૦ ટીમ બનાવવામાં આવી છે.

પાણી અંગે તેમણે જણાવ્યું હતું કે, અત્યારે નર્મદાનું ૧૭૫ એમ.એલ.ડી. પાણી મળે છે. ગ્રામ વિસ્તારમાં પશુઓને પીવાના પાણીની તકલીફ ઊભી ન થાય એ માટે હવાડા ભરવા સબંધિતોને તાકીદ કરવામાં આવી છે. ઉપરાંત નરેગા યોજના હેઠળ શ્રમજીવીઓએ ૧૦૦ દિવસ રોજગારી આપવા માટે પણ એક્સન પ્લાન બનાવવામાં આવ્યો છે અને ૩૫ કરોડની અંદાજિત જોગવાઇ તૈયાર કરવામાં આવી છે જેમાં વન વિભાગ, પંચાયત, સિંચાઇ તળાવ નવીનીકરણ અને વ્યક્તિગત શૌચાલયના કામોનો સમાવેશ થાય છે.

પ્રારંભમાં સર્વ સેવા સંઘના પ્રમુખ તારાચંદભાઇ છેડાએ કહ્યું હતું કે, અત્યારે ઘાસની તંગીની શરૂઆત થઇ ગઇ છે પરંતુ જો આમ જ રહ્યું તો બે મહિના પછી તીવ્રતા વધશે. પશુઓને આ તકલીફમાંથી બચાવવા અત્યારે જ ઘાસચારા માટે બિયારણ આપવામાં આવે તો બે મહિના પછી ઘાસનો પૂરતો જથ્થો ખેડૂતો ઉપલબ્ધ કરી શકે. સંગઠનના પ્રમુખ વિશનજીભાઇને વિશ્વાસમાં લઇ તેમણે કૃષિપુત્રોને તાલુકા દીઠ ૧૦ એકરમાં પોતાના પિયતથી ઘાસ ઉગાડવા અનુરોધ કરી કહ્યું કે, એક કરોડના બિયારણ વિતરણ સામે ૧૫ કરોડનો લીલો ચારો ખેડૂતો ઉઘાડી શકે છે. કચ્છનો ઘાસ બહાર નહીં મોકલવા પણ અનુરોધ કર્યો હતો.

આ પ્રસંગે ભુજના નગરપતિ શંકરભાઇ ઠક્કરે જણાવ્યું હતું કે, આવા આગોતરા આયોજન થકી કચ્છના પશુધનની ચિંતા સેવાઇ છે તે ધન્યવાદને પાત્ર છે. ગ્રામ વિકાસ એજન્સીના નિયામક આર. જી. ભાલારાએ માનવતાભર્યા આ કાર્યને બિરદાવી ધરતીપુત્રોને વધુમાં વધુ ઘાસ ઉગાડવા અનુરોધ કર્યો હતો. કયા પ્રકારનો જથ્થો કચ્છમાં ઉગી નીકળશે તેની પણ તેમણે માહિતી આપી હતી.

બિયારણ વિતરણની આ યોજના હેઠળ કુલ એક કરોડ રૂપિયા ઘાસનું બિયારણ અપાશે જેમાં ૫૦ લાખ ખેડૂતોના અને ૫૦ લાખ સર્વ સેવા સંઘ, ગૌશાળા અને પાંજરાપોળ જેવી સંસ્થાઓ આપશે. પ્રારંભિક તબક્કે ૭૫ હજાર કિલો બિયારણ રાહતભાવે અપાશે. પ્રતીક રૂપ પાંચ ખેડૂતોને બિયારણ વિતરણ કરાયું હતું. ભચાઉ પાંજરાપોળના બાબુભાઇ, નખત્રાણાના શામજીભાઇ ધનાણી હાજર રહ્યા હતા. આ વિતરણ કાર્યક્રમમાં સર્વ સેવા સંઘના ટ્રસ્ટીઓ ડો. મહેન્દ્ર જોશી, માનવ જ્યોતના પ્રબોધ મુનવર, સુરેશભાઇ માહેશ્વરી, ઉપેન્દ્રભાઇ ઉપાધ્યાય, જગદીશભાઇ ગોર, મુકેશભાઇ ભટ્ટ, શુપાર્શ્વ જૈન મંડળના કૌશિકભાઇ મહેતા, યુવા ભાજપના પ્રમુખ જીગર છેડા, ગિરીશ છેડાએ મહેમાનોનું સ્વાગત કર્યું હતું.

કચ્છમિત્રના ફોટો કંપોઝ વિભાગના વરિષ્ઠ કર્મચારી મધુકરભાઇ ધોળકિયા ૪૨ વર્ષની સુદીર્ઘ સેવાઓ આપીને વયમર્યાદાને કારણે નિવૃત્ત થતાં પરિવાર દ્વારા તેમને વિદાયમાન અપાયું હતું. મેનેજર શૈલેષભાઇ કંસારા, આસિ. એડિટર દીપકભાઇ માંકડે તેમની ફરજનિષ્ઠાને બિરદાવી હતી. આસિ. મેનેજર મુકેશભાઇ ધોળકિયા અને ન્યુઝ એડિટર નિખિલભાઇ પંડયાએ શ્રી ધોળકિયાને સન્માનિત કર્યા હતા. તસવીરમાં ફોરમેન શાંતિલાલ મચ્છર શુભેચ્છા રૂપે પ્રતીક ભેટ આપી રહ્યા છે સાથે સતીશ ગોર, વિઠ્ઠલ કેવડિયા, વગેરે નજરે પડે છે. (કચ્છમિત્ર ફોટો)

# અંજારમાં અંગ્રેજી પ્રા. શાળા શરૂ કરવા નિર્ણય

**નગરપાલિકા શિક્ષણ સમિતિની પ્રથમ બેઠકમાં ઠરાવ : મહત્ત્વની બાબતોને લીલીઝંડી**

અંજાર, તા. ૧ : અહીંની નગરપાલિકા સંચાલિત પ્રાથમિક શિક્ષણ સમિતિની પ્રથમ બેઠકમાં શહેરમાં અંગ્રેજી માધ્યમની પ્રાથમિક શાળા શરૂ કરવાનો મહત્ત્વનો નિર્ણય લેવાયો હતો.

બેઠકમાં જુદા જુદા ૨૧ જેટલા ઠરાવો પસાર કરવામાં આવ્યા હતા. તેમાં એક ઠરાવથી શહેરમાં અંગ્રેજી માધ્યમની સરકારી શાળા શરૂ કરવાનો નિર્ણય લેવામાં આવ્યો છે. ગુજરાતના અનેક શહેરોમાં નગર પ્રાથમિક શિક્ષણ સમિતિ હસ્તકની જુદા જુદા માધ્યમની શાળાઓ આવેલી છે. આવી અંગ્રેજી માધ્યમની શાળા અંજાર શહેરમાં શરૂ કરવામાં આવે તો ગરીબ અને વંચિત વર્ગના લોકોના બાળકોને પણ અંગ્રેજી માધ્યમમાં મફત શિક્ષણ પૂરું પાડી શકાય તેવો નિર્ણય લેવામાં આવ્યો હતો. અને આગામી વર્ષથી તેવી શાળા શરૂ કરી શકાય તેવા પ્રયાસો કરવા જણાવાયું છે.

ઉપરાંત શહેરની દબડા વિસ્તારની શાળામાં ખૂબ જ મોટી વિદ્યાર્થીસંખ્યા નજરે વધારાના રૂમો બનાવવા માટે નગરપાલિકાને જમીન ફાળવવાની દરખાસ્ત કરવાનું તથા જૂની મિડલ સ્કૂલમાં જર્જરિત મકાન પાડી બાળકો માટે રમતનું મેદાન મળી રહે અને બાઉન્ડ્રી રીપેર કરાવવા, શાળા નં. ૧૨ કે જે ટીંબી કોઠા પાસે કાર્યરત કરવામાં આવેલી છે તે વિસ્તારમાં ખૂબ જ નજીક શાળાઓ આવેલી હોતાં તે શાળા નં. ૧૨ને પબ્લિક પાર્ક પાછળ આવેલી નગરપાલિકાના બંધ શાળાના મકાનમાં જરૂરી રીપેર કરાવી શરૂ કરવાના ઠરાવો કરવામાં આવ્યા હતા.

વિશેષમાં શિક્ષકોના હિતમાં તેઓને મળવાપાત્ર થતા ઉચ્ચતર પગાર ધોરણો મંજૂર કરતો ઠરાવ તથા ચાલીસેક શિક્ષકોને વધુ ચૂકવાયેલી રકમની પરત ચૂકવણી (રિકવરી) હાઇકોર્ટના આદેશ અનુસાર માફ કરવાનો ઠરાવ કરવામાં આવ્યો હતો. તેમજ ગત વર્ષોમાં શિક્ષકોને અપાયેલા ઉચ્ચતર પગાર ધોરણો, શિક્ષકો તથા પેન્શનરોને મંજુર કરેલા મોંઘવારી વધારાના લાભો, છઠ્ઠા પગારપંચના લાભોને બહાલી આપવામાં આવી હતી. શાસનાધિકારી આર. એચ. પડસુંબિયાને કાયમી ધોરણે શાસનાધિકારીનો ચાર્જ સોંપવા, ગેરશિસ્ત આચરતા શિક્ષકો વિરુદ્ધ ખાતાકીય તપાસ શરૂ કરવા આગામી પંદરમી ઓગસ્ટની સમિતિની શાળાઓના વિદ્યાર્થીઓ દ્વારા સાંસ્કૃતિક કાર્યક્રમ યોજી ઉજવણી કરવા, શિક્ષકો માટે હકારાત્મક અભિગમને એકદિવસીય સેમિનારના આયોજન વિગેરેના ઠરાવ અધ્યક્ષ સ્થાનેથી રજૂ થતાં નિર્ણય લેવાયો હતો. સમિતિના અદયક્ષ ચંદ્રકાન્તભાઇ ભીંડે, ઉપાદયક્ષ મેહુલભાઇ વ્યાસ, સભ્યો, સંજય દાવડા, દિગંત ધોળકિયા, મહેશ ચંદે, પ્રફુલ્લભાઇ પંડ્યા, કૃષ્ણકાંત સોરઠિયા, જાકીર હુસેન જીએજા, ખીમજીભાઇ માતંગ વિગેરેએ ચર્ચામાં ભાગ લીધો હતો.

# ભુજ નજીક ચૂપચાપ ગોઠવાયેલા દસ પ્રા. શિક્ષકોના ઓર્ડર રદ

**'વ્યવસ્થા' વીંખી નાખતા પ્રા. શિક્ષણાધિકારી : રાજકીય વર્તુળોમાં સોપો**

ભુજ, તા. ૧ : પ્રાથમિક શિક્ષણ વિભાગમાં વહીવટી કારણોસર વ્યવસ્થાના રૂપમાં ઓઠા હેઠળ લાંબા સમયથી શિક્ષકોની કરાતી છાનીછપની બદલી અંગે ઊઠેલા ગણગણાટના પગલે તાજેતરમાં નવનિયુક્ત પ્રા. શિક્ષણાધિકારીએ ૧૦ જેટલા આવા હોદ્દા રદ કરતાં સોપો પડી ગયો છે. જો કે, હજુ આટલી જ સંખ્યામાં ભુજમાં બેઠેલા અન્ય શિક્ષકોને બચાવવા રાજકીય વર્તુળોએ પ્રતિષ્ઠાનો પ્રશ્ન બનાવતાં હવે તેમના પર મીટ મંડાઇ છે.

બદલી કેમ્પની પારદર્શિતા વચ્ચે લાંબા સમયથી સ્થાનિક રાજકારણીઓનાં દબાણથી તાલુકા પંચાયત દ્વારા ગામડેથી ભુજમાં ગોઠવવા માટે વ્યવસ્થાની બદલીના ચૂપચાપ ઓર્ડરો સામે નિષ્ઠાવાન શિક્ષકોમાં અસંતોષ હતો.

દરમ્યાન આ ગણગણાટનો પડઘો અખબારી હેવાલોમાં પડતાં હરકતમાં આવેલા તંત્રે આજે ભુજ, નાગોર, કુરબઇ, જયનગર, મિરજાપર, માર્થોમાનગર, મુંદરા રિલો. સાઇટ, ભારાપરમાં ગોઠવાઇ ગયેલા ૧૦ શિક્ષકોને તેમની મૂળ શાળા ધ્રોબાણા, વરનોરા, સામત્રા, મિરજાપર, લાખોંદ, ધ્રંગ, માનકૂવા, સૂરજપર, રાવલવાડીમાં મોકલીને તમામ વ્યવસ્થાઓ હાલ તાત્કાલિક અસરથી રદ કરતો હુકમ નવનિયુક્ત પ્રા. જિ. શિક્ષણાધિકારી એન.એમ. રાઠોડે કરતાં સંબંધિતો દોડતા થઇ ગયા હોવાનું વિશ્વાસપાત્ર વર્તુળોએ જણાવ્યું હતું.

કચ્છ રાજપૂત (ક્ષત્રિય) સભા દ્વારા વિશિષ્ટ યોગદાન બદલ મુરુભા રાઠોડનું સમાજરત્ન એવોર્ડથી સન્માન કરતા પ્રાગમલજી ત્રીજા, સભાના પ્રમુખ જોરાવરસિંહ રાઠોડ સહિતના અગ્રણીઓ, ઇન્સેટ તસવીર દીપપ્રાગટ્યની છે.

# કચ્છ રાજપૂત (ક્ષત્રિય) સભા દ્વારા છાત્રો અને વડીલોનું સન્માન કરાયું

**સમાજોત્થાન માટે બે જણને 'સમાજરત્ન'થી નવાજાયા : જમીન દાતા પરિવારનું બહુમાન**

ભુજ, તા. ૧ : કચ્છ રાજપૂત (ક્ષત્રિય) સભા દ્વારા તાજેતરમાં યોજાયેલી સામાન્ય સભામાં સમાજના શિક્ષણક્ષેત્રે ઉત્કૃષ્ટ દેખાવ કરનારા છાત્રો તથા સમાજોત્થાન માટે યોગદાન આપનારાનું સમાજરત્ન એવોર્ડથી સન્માન કરવામાં આવ્યું હતું. સમાજને જમીન ભેટ આપનાર દાતા પરિવારના સભ્યોનું પણ બહુમાન કરવામાં આવ્યું હતું.

ભુજના શક્તિધામ મંદિરે સમાજના પ્રમુખ જોરાવરસિંહ રાઠોડના અધ્યક્ષસ્થાને કચ્છ રાજવી પરિવારના પ્રાગમલજી ત્રીજાની ખાસ ઉપસ્થિતિમાં યોજાયેલી આ સામાન્ય સભામાં શિક્ષણક્ષેત્રે ઉત્કૃષ્ટ દેખાવ કરનાર વિદ્યાર્થી-વિદ્યાર્થિનીઓનું સરસ્વતી સન્માન અગ્રણીઓના હસ્તે કરાયું હતું.

આ પ્રસંગે ક્ષત્રિય સમાજ માટે વિશેષ યોગદાન આપનાર મુરુભા રાઠોડ તથા પ્રા. વખતસિંહ જાડેજાનું 'સમાજરત્ન' એવોર્ડથી તેમજ એડવોકેટ બહાદુરસિંહ જાડેજાનું વિશિષ્ટ સેવા સન્માન કરાયું હતું. એરપોર્ટ રોડ પર સમાજ માટે જમીનદાન આપનાર સ્વ. ઉમિયાશંકર ગોર પરિવારના ડો. નૌતમલાલ, જનકભાઇ, બકુલભાઇ, પ્રવીણાબેન તથા સુશીલાબેનનું વિશેષ બહુમાન કરાયું હતું.

કાર્યક્રમમાં સાવજસિંહ જાડેજા, પૃથ્વીરાજસિંહ જાડેજા, બળવંતસિંહ જાડેજા, બળવંતસિંહ વાઘેલા, બટુકસિંહ જાડેજા (મઉં), બાપાલાલ જાડેજા, દાનુભા જે. જાડેજા, પી. સી. જાડેજા, પરાક્રમસિંહ એ. જાડેજા, પુષ્પદાન ગઢવી, પ્રવીણસિંહ વાઢેર, નવલસિંહ જાડેજા, (માનકૂવા), ડો. વિજયસિંહ રાઠોડ યુવા સભાના પ્રમુખ રાજન્દ્રસિંહ જાડેજા વિ. ઉપસ્થિત રહ્યા હતા.

## ભુજના સિવિલ સર્જનની ફરી માંડવી બદલી

ભુજ, તા. ૧ : જી. કે. જનરલ હોસ્પિટલના ઇન્ચાર્જ સિવિલ સર્જન ડો. નિરંજન રાવલની ફરી માંડવી બદલી કરાઇ છે. ભુજમાં ડો. જિજ્ઞાબેન દવેને સિવિલ સર્જનનો હવાલો સોંપાશે.

ગત નવે.માં ડો. રાવલની બઢતી સાથે બદલી માંડવીની સબ ડિસ્ટ્રીક્ટ હોસ્પિટલ ખાતે કરાયા બાદ તરતમાં જ જી.કે.નો ચાર્જ સોંપાયો હતો.



# નારી ગૌરવ ગુજરાતનું ગૌરવ







### સશક્ત મહિલા, તંદુરસ્ત બાળ

- ગરીબીરેખા હેઠળના પરિવારોની **૧૫ લાખ** મહિલાઓને સલામત માતૃત્વ પૂરી પાડતી **'ચિરંજીવી યોજના'**
- ૧૦૮ ઈમરજન્સી સેવા દ્વારા અંતરિયાળ વિસ્તારની **૧૦ લાખ** જેટલી મહિલાઓને પ્રસુતિ માટે સલામત પરિવહન. **૩૦ હજાર**થી વધુ મહિલાઓને ઈમરજન્સી વાનમાં જ સલામત પ્રસુતિ થઈ
- ઈ-મમતા પ્રોજેક્ટ: ૨૦ લાખ પ્રસુતા માતાના સ્વાસ્થ્યનો ટ્રેક રેકોર્ડ

### કુપોષણ સામે જંગ :

- **"બાલભોગ યોજના"** હેઠળ રેડી ટુ ઈટ પૂરક પોષણ ફૂડની શરૂઆત: **૪૪ લાખ** લાભાર્થી : **₹ ૪૦૦ કરોડ**નો ખર્ચ
- આપણા ભૂલકાંઓ માટે **૧૨,૦૪૫ નંદઘર** બનાવવા માટે ₹ **૪૧૧ કરોડ**ની જોગવાઈ

### શિક્ષિત મહિલા - વિકસિત ગુજરાત

- ધો. ૧ માં પ્રવેશ મેળવતી **૧૩ લાખ** કન્યાઓને **₹ ૧૩૦ કરોડ**ના વિદ્યાલક્ષ્મી બોન્ડનું વિતરણ
- કન્યા કેળવણી પ્રોત્સાહન માટે **"મુખ્યમંત્રી કન્યા કેળવણી નીધી" ₹ ૫૮ કરોડ**ના ભંડોળમાંથી ધો.૧૦ અને ૧૨ની વિદ્યાર્થીનીઓને પ્રોત્સાહન

### નારી-આર્થિક પરાવલંબનમાંથી મુક્ત

- મહિલાઓને આર્થિક રીતે પગભર બનાવતી **"મિશન મંગલમ્"** યોજનામાં **૨૬ લાખ** સભ્ય સંખ્યા ધરાવતા અઢી લાખ સખી મંડળોનો **₹ ૧૬૦૦ કરોડ**નો કારોબાર બહેનોના હાથમાં: આ યોજનામાં વધુ સહાયરૂપ થવા બેંકલોન ઉપર ૫ ટકા વ્યાજ સહાય માટે વર્ષ-૨૦૧૨-૧૩માં **₹ ૪૫ કરોડ**ની જોગવાઈ
- માત્ર મહિલાઓ માટે **૩૫ આઈ.ટી.આઈ.**

### મહિલાઓનું સામાજિક સશક્તિકરણ

- **છેલ્લા ૧૦ વર્ષમાં ગરીબ મહિલાઓને તેમના નામે ૧૩.૮૦ લાખ મકાનો આપ્યા**
- **મહિલાઓ મિલકતની માલિક: મહિલાઓના નામે નોંધાયેલ ૧૨.૫ લાખથી વધારે દસ્તાવેજોની ₹ ૪૪૨ કરોડની નોંધણી ફી માફ**
- પેન્શનમાં વૃદ્ધિ: **૧.૨૧ લાખ** વિધવા બહેનોને માસિક ₹ ૫૦૦ની સહાય વધારીને **₹ ૭૫૦** કરી

### નારી-ગૌરવ અને ગરીમા

- સંરક્ષણ માટે **૨૫** મહિલા પોલીસ સ્ટેશન અને **૮** મહિલા સેલ રાજ્યની સુરક્ષા માટે તત્પર
- સમગ્ર દેશમાં માત્ર ગુજરાતમાં **૩૫** નારી અદાલત કાર્યરત: **૪૨** નવી નારી અદાલતોની સ્થાપના કરાશે
- બાળકના નામની પાછળ માતાનું નામ લખી શકાશે તેવો નિર્ણય

### રાજકીય સશક્તિકરણ

- રાષ્ટ્રમાં સૌ પ્રથમવાર બનેલી **૨૫૧ મહિલા સમરસ ગ્રામપંચાયતો**ને પ્રોત્સાહન માટે **₹ ૭.૫૦ કરોડ**નું અનુદાન
- સ્થાનિક સ્વરાજ્યની ચૂંટણીઓમાં મહિલાઓ માટે **૩૩ ટકા** બેઠકો અનામત: મહિલાઓનું પ્રતિનિધિત્વ વધારીને **૫૦ ટકા** કરવા માટે વિધેયક પસાર

**...અને ઘણું બધુ**
**મહિલા - બાળ સશક્તિકરણ માટે**

## રક્ષાબંધન પર્વ નિમિત્તે સર્વ બહેનોને શુભેચ્છા



**શ્રીમતિ આનંદીબેન પટેલ**
મંત્રીશ્રી, મહેસુલ, આપત્તિ વ્યવસ્થાપન,
માર્ગ અને મકાન, પાટનગર યોજના,
મહિલા અને બાળ કલ્યાણ



**શ્રીમતિ વસુબેન ત્રિવેદી**
રાજ્યકક્ષાના મંત્રીશ્રી
ઉચ્ચ અને ટેક્નિકલ શિક્ષણ
મહિલા અને બાળ કલ્યાણ

**સૌનો સાથ... સૌનો વિકાસ...**

**સપનાં કરે સાકાર, આપણી આ સરકાર**

# ગાંધીધામ સુધરાઇના વહીવટ અંગે વિપક્ષના આક્ષેપો પાયાવિહોણા

## શાસક પક્ષના નેતાએ આક્ષેપોને અભ્યાસ વગરના બાલીશ પણ ગણાવ્યા

ગાંધીધામ, તા. ૧ : સુધરાઇની ગઇકાલે યોજાયેલી સામાન્ય સભામાં વિપક્ષ દ્વારા કરાયેલા ભ્રષ્ટાચાર અને વહીવટી અનિયમિતતાના આક્ષેપો શાસક પક્ષના નેતાએ પાયાવિહિન ગણાવ્યા છે.

શાસક પક્ષના નેતા પરેશ એમ. ઠક્કરે જણાવ્યું હતું કે, વર્ષ ૨૦૧૧-૧૨નો ગટરલાઇન નાખવાનો વાર્ષિક કોન્ટ્રેક્ટ નવેમ્બર ૨૦૧૧થી ૧૨ મહિના માટે અમલમાં આવ્યો છે. તે ફક્ત માર્ચ ૨૦૧૨ સુધીનો સમજી જે આક્ષેપો કરાયા છે તે લોકોએ વાર્ષિક કોન્ટ્રાક્ટની ફાઇલનો અભ્યાસ કર્યો જ ન હોવાનું જણાય છે.

નગરપાલિકાના મુખ્ય અધિકારી, મુખ્ય ઇજનેર તથા મુખ્ય હિસાબનીશની નિમણૂક રાજ્ય સરકાર દ્વારા જ કરાતી હોઇ મુખ્ય ઇજનેરની નિમણૂક માટે ચાલુ બોડીને જવાબદાર ઠેરવવાનો બાલીશ પ્રયત્ન કરાયો હોવાનું પત્રમાં જણાવાયું છે.

ગત સામાન્ય સભામાં એક જ કોન્ટ્રાક્ટરના લોએસ્ટ ભાવ હતા, તેને જ બધા કામ આપવાનો વિરોધ કરનારા વિપક્ષોએ આ સામાન્ય સભામાં લોએસ્ટ રેટથી જ અન્ય કોન્ટ્રાક્ટરોને કામ આપવામાં આવ્યું તેનો વિરોધ કરી તેઓ શું કરવા માગે છે, તેનો તેમને ખ્યાલ ન હોવાનું ચિત્ર ઉપસ્યું છે.

મિલકત આકારણીની કાર્યવાહી સરકાર માન્ય એજન્સી દ્વારા કરાવવાના ઠરાવનો વિપક્ષનો વિરોધ શહેરના હિતમાં ન હોવાનું પક્ષના નેતાએ જણાવ્યું હતું. સામાન્ય સભામાં લોકોની સમસ્યાને દૂર કરી વિકાસના પ્રસ્તાવોની રાજકીય કારણોસર વિરોધ કરી પ્રજા સાથે દ્રોહ કર્યો હોવાનો આક્ષેપ કરાયો છે.

# ગાંધીધામ સુધરાઇના જૂનિયર ઇજનેરનું અચાનક રાજીનામું

ગાંધીધામ, તા. ૧ : અહીંની નગરપાલિકાના જૂનિયર ઇજનેર પ્રકાશ ઝુરાણીએ આજે અચાનક રાજીનામું ધરી દેતાં ચકચાર મચી હતી. તેમણે રાજીનામાં પછવાડે તબિયતનું કારણ આપ્યું હતું, પરંતુ તેમની વિરુદ્ધ ગઇકાલે સામાન્ય સભામાં કરાયેલા આક્ષેપો જવાબદાર હોવાનું ચર્ચાઇ રહ્યું છે.

જાણકાર સૂત્રોએ આપેલી વિગતો પ્રમાણે સુધરાઇ પ્રમુખને ઉદ્દેશીને લખાયેલો રાજીનામા પત્ર અલબત્ત ૩૦ દિવસની નોટિસ સાથેનો છે અને તે ટપાલમાં નખાયો છે. અત્રે એ ઉલ્લેખનીય છે કે, આ જૂનીયર ઇજનેર ભૂતકાળમાં લાંચરૂશ્વત વિરોધી તંત્રના છટકાંમાં તત્કાલિન મુખ્ય અધિકારી બિપિન તલાટી સાથે ઝડપાયા હતા. તે પછી તેમને પુનઃ ફરજમાં લેવાયા હતા. ગઇકાલની સામાન્ય સભામાં વિપક્ષી સભ્યોએ તેમના ઉપર ભ્રષ્ટાચારના અનેક આક્ષેપો મઢ્યા હતા. સંભવતઃ આ બાબતને લઇને તેમણે રાજીનામું ધર્યું હતું. અલબત્ત તેમણે રાજીનામા પાછળ તબિયતનું કારણ આગળ ધર્યું છે.

ભાઇ બહેનના તહેવાર રક્ષાબંધનની પૂર્વ સંધ્યાએ બહેનો ભાઇનું મીઠું મોઢું કરાવવા મીઠાઇ ખરીદવા ઊમટી પડી હતી. શહેરમાં ઠેર ઠેર મીઠાઇની દુકાનોએ આવી ગીર્દી જોવા મળી હતી. (તસવીર : જતિન જોશી)

# મોંઘવારીના લીધે તહેવારો દોહ્યલા

## નખત્રાણામાં મીઠું મોઢું કરવા પેંડા ખરીદવા વિચાર કરવો પડે

નખત્રાણા, તા. ૧ : વરસાદ ખેંચાતા શાકભાજી સહિત જીવન જરૂરિયાતની તમામ વસ્તુઓના ભાવ આસમાને પહોંચ્યા છે. ત્યારે સામાન્ય માણસને જીવન-નિર્વાહ ચલાવવા આંખે પાણી આવે છે. ત્યારે મીઠાઇના ભાવમાં પણ ખૂબ જ વધારો થતાં શ્રાવણી તહેવારો મીઠાઇના ભાવવધારાના કારણે કડવા બની રહેશે.

ગુરૂવારે રક્ષાબંધનનો તહેવાર છે. આ તહેવાર ભાઇ-બહેનના અતૂટ પ્રેમનું પ્રતીક છે ત્યારે દરેક બહેનો પોતાના ભાઇને રાખડી બાંધી પેંડાથી મોં-મીઠું કરાવે છે.

પરંતુ આ પેંડાના ભાવ સાંભળતાં જ રાડ નીકળી જાય છે ! હાલે પેંડા ભાવો ૨૪૦થી ૨૬૦ રૂા.ની આસપાસ છે. હજુ તો અઠવાડિયા અગાઉ ૧૯૦/૨૦૦/ રૂા.ની આસપાસ હતા તેમાં રાતોરાત સેંકડે ૨૫ ટકાનો વધારો થતા બહેનો આ પેંડા ખરીદી વખતે જ ભાવ સાંભળીને અવાક બની જાય છે.

વરસાદ ખેંચાતા માવો-ખાંડના ભાવો વધ્યા છે તેમાં બેમત નથી પરંતુ મોકાનો ફાયદો ઉઠાવી રાતોરાત મીઠાઇના વેપારીઓ સેંકડે ૨૫ ટકા જેટલો ભાવ વધારો ઝીંક્યો તે વાજબી ન હોવાનો લોકો જણાવી રહ્યા છે.

ચાય-પેંડા, મીઠાઇ નહીં હાલે પરિસ્થિતિ એ છે કે જે કોઇને ઠીક લાગે તે રીતે શાકભાજી હોય કે નાસ્તો હોય કે પછી ડબલ રોટી જેવી વસ્તુ હોય ગ્રાહકો પાસેથી મન માન્યા ભાવો લેવાય છે ! કોઇ ભાવ બાંધણું નથી અને સામાન્ય માણસ કે નાનો ધંધાર્થી મોંઘવારીના મારથી પીસાય છે.

પેંડાના ભાવો વધવા પાછળનું કારણ માવાના ભાવમાં તોતીંગ ભાવો વધારો એટલે માવો હાલે ૨૨૦/ રૂા. થઇ ગયો હોવાનું મીઠાઇના વેપારીએ જણાવ્યું હતું.

**બહુ વિકલાંગ બાળકો દ્વારા રક્ષાબંધન પર્વ ઉજવાયું :** ભુજના કેસીઆરસી ખાતે શાળાના બહુવિકલાંગ બાળકો અને અંધશાળાના બાળકોને પ્રોત્સાહિત કરવા યોજાયેલા કાર્યક્રમમાં પોલીસ અધીક્ષક બિપિન આહીરે, લશ્કરના ૧૫ જવાનો સાથે સુબેદાર સંજીવસિંઘ, રોટરી કલબ ઓફ ભુજ કેપિટલના પ્રમુખ રામદેવસિંહ, પ્રો. ચેરમેન નીતિન કેશવાણી, મયૂરસિંહ જાડેજા, નીતિનભાઇ રાજગોર, જિજ્ઞેશ જાની, નીતિન કુબડિયા, નયનાબેન કેશવાણી, અંધશાળાના આચાર્ય શ્રી પટેલ, કેસીઆરસીના મેનેજર અરિન્દમ રોય, ડૉ. ગૌરાંગ જોશી, અરવિંદસિંહ ગોહિલ, ૧૦૮ના ડીઓઇ ઇશ્વરદાન ગઢવી, ઇએમટી આશા ચૌધરી, જેસંગ સોઢા, ફાયર ચીફ રમેશભાઇ વગેરે જોડાયા હતા.

# એસ.ટી.ના ૨૪ કર્મચારીઓને સજામાં રાહત

## ભુજ ખાતે હાથ ધરાયેલી અપીલ : ૪ જણ નોકરીમાં પુનઃસ્થાપિત

ભુજ, તા. ૧ : કચ્છ એસ.ટી. વિભાગમાં જુદા-જુદા ડેપો કક્ષાએ સજા કરાયેલા ૬૪ કર્મચારીઓમાંથી આજે ૨૪ જણને સજામાંથી મુક્તી અથવા તો રાહત આપવાનો નિર્ણય લેવાયો હતો. કર્મચારીઓ દ્વારા કરાયેલી અપીલ સામે ચુકાદા અપાયા હતા.

એસ.ટી.ના ડાયરેક્ટર અરજણભાઇ રબારી અને વિભાગીય નિયામક સંજય જોષીની બંને જણની પેનલે કર્મચારીઓની દલીલો સાંભળીને હુકમો કર્યા હતા.

ડેપો કક્ષાએ જે કર્મચારીને સજા થઇ હોય તે વિભાગીય નિયામક અધિકારી સમક્ષ અપીલ કરી શકે છે જેમાં તેઓને કોઇ કોર્ટમાં જવાની જરૂર ન પડે તેવા માનવીય અભિગમ હેઠળ કેસ ચલાવવામાં આવે છે તેવી જાણકારી અપાઇ હતી.

મળેલી માહિતી પ્રમાણે ૪ કર્મચારીઓને બરતરફ કરવામાં આવ્યા હતા. ચારેય જણના કેસના કાગળો, દલીલો સાંભળી નોકરીમાં પુનઃસ્થાપિત કરવાનો નિર્ણય લેવાયો હતો. તો ૮ કર્મચારીઓના બંધ કરાયેલા ઇજાફા માફ કરવામાં આવ્યા હતા.

૬૪ કર્મચારીઓને સજા થઇ હોવાથી તેમાં ૫૦ જણ હાજર થયા હતા. ૮ જણને રોકડ દંડ ભરવાનો જે તે વખતે હુકમ કરાયો હતો, આજે દલીલોના અંતે તેમાં ઘટાડો કરી રાહત આપવામાં આવી હતી.

બાકીના ૨૬ જણની અપીલ નામંજૂર કરવામાં આવી હતી. અરજણભાઇના જણાવ્યા પ્રમાણે કર્મચારીઓ પ્રત્યે સહાનુભૂતિ દાખવવામાં આવે છે પરંતુ કેસની ગંભીરતા પણ જોવામાં આવે છે. ઉચાપત વગેરેના કેસમાં સખ્તાઇ દર્શાવવામાં આવતી હોય છે.

# વડોદરામાં કચ્છી નાટક જિંઘગી જલસો ભને વઇ ભજવાયું

વડોદરા, તા. ૧ : સમસ્ત વડોદરા કચ્છી સમાજ અરસ-પરસ એકબીજા સાથે વધુ નજીક રહે તેમજ અષાઢી બીજ કચ્છી નવા વરસની ઉજવણીરૂપે કચ્છી નાટક જિંઘગી જલસો ભને વઇ પ્રવીણ સોલંકી લિખિત, વસંત મારૂ તથા વિજય ગાલા દિગ્દર્શિત, ડૉ. વિશન નાગડા રૂપાંતરિત, સી.સી. મહેતા ઓડિટોરીયમમાં કચ્છી કલાકારો દ્વારા ભજવાયું હતું. જેમાં કચ્છી વી.ઓ., કચ્છી દશા ઓ., વાગડ વી.ઓ., લોહાણા મહાજન, ભાનુશાલી મહાજન, બ્રાહ્મણ સમાજ, દરજી સમાજ, પટેલ સમાજ વગેરે સમાજના પરિવારો સારી સંખ્યામાં ઉપસ્થિત રહ્યા હતા.

આયોજન કચ્છી અચલગચ્છ જૈન સંઘના ટ્રસ્ટી નીતિનભાઇ હરિયા-સાભરાઇ, પ્રવીણભાઇ વોરા-બિદડાવાળાએ કર્યું હતું. ભવિષ્યમાં વડોદરા સમસ્ત કચ્છી સમાજ મિત્ર મંડળની સ્થાપના કરવાની હોવાથી કચ્છના દરેક સમાજ સતત એકબીજાના સંપર્કમાં વધુ આવે અને ભવિષ્યના કાર્યને હાથમાં લઇ વડોદરા કચ્છી સમાજને વધુ સંગઠિત બનાવવાની નેમ વ્યકત કરાઇ હતી. આ માટે નીતિનભાઇ હરિયા (ઉષા પ્લાસ્ટિક એન્ડ સ્ટેશનરી), મહાજન ગલી, રાવપુરા, વડોદરા, મો. ૯૪૨૬૭ ૬૦૮૮૩નો સંપર્ક કરવા જણાવાયું છે.

મંગવાણા ગામે નિર્માણ પામતા શિવાલયની તસવીર જ્યારે ઇન્સેટમાં દાતા શૈલેશભાઇ દાવડાનું સન્માન કરાયું તે છે. (તસવીર : નરોત્તમ દાવડા)

# શ્રાવણમાં મંગવાણામાં શિવાલયનું નિર્માણ થતાં ભાવિકોમાં આનંદ

## પ્રાચીન મંદિરના જીર્ણોદ્ધાર માટે દાતા આગળ આવ્યા : સન્માન કરાયું

મંગવાણા, તા. ૧ : નખત્રાણા તાલુકાના મંગવાણા ગામે આવેલું ભીડ ભંજન મહાદેવનું પ્રાચીન શિવમંદિર છેલ્લા બે વર્ષથી પુનઃનિર્માણ થઇ રહ્યું છે, જે પૂર્ણ થવા પર છે અને તરતમાં જ પ્રાણપ્રતિષ્ઠા મહોત્સવવિધિ ઉજવાશે.

શિવ મંદિર ૭૦૦ વર્ષ પુરાણું છે અને લોકવાયકા પ્રમાણે સદીઓ પહેલાં વણઝારાઓની પોઠું આ વિસ્તારમાં ખૂબ આવતી. એક વખત વણઝારાઓને ભીડ પડી અને સાચા હૃદયથી ભોલેનાથને પોકારતા ભકતોની ભીડ ભાંગી જેથી ભીડભંજન મહાદેવ કહેવાયા છે. શિવમંદિર બંસી પહાડના પથ્થર, અંદર-બહાર આરસ અને મકરાણ મારબલની નૂતન મૂર્તિઓ સાથે જગ્યામાં ગર્ભગૃહ પણ આવેલું હોઇ પવિત્ર શ્રાવણ માસમાં આ મંદિરનું પુનઃનિર્માણ થતાં ધર્મપ્રેમીઓમાં ઉત્સાહની લાગણી ફેલાઇ છે.

આ શિવમંદિર બનાવતા હાલે માધાપર રહેતા નરોત્તમદાસ દાવડાએ જાહેરમાં સંકલ્પ કર્યો છે કે મંદિરનું પુનઃનિર્માણ ન થાય ત્યાં સુધી મંગવાણા મંદિરે જ રહેવું, આવી લાગણીભાવ જોઇને તેમના કાકાઇ ભાઇના દીકરા શૈલેશભાઇ જમનાદાસ દાવડાએ સંપૂર્ણ આર્થિક સહયોગ આપવાનું સ્વીકાર્યું છે.

શ્રાવણના પ્રથમ સોમવારે દાતા પરિવારના અબુધાબી રહેતા કુટુંબીજનો મંગવાણા આવતા ગામલોકોએ સન્માન કર્યું હતું. આ વિસ્તારના ધારાસભ્ય જયંતીલાલ ભાનુશાલી હાજર રહ્યા હતા.

સ્થાનિકે પૂજારીઓ વેલભન, મુલભન, પ્રતાપભન તથા ભાવિકો મહેન્દ્રભાઇ જોશી, વલ્લભજી છાભૈયા, બાબુભાઇ ચોપડા, વિક્રમસિંહ, પોપટભાઇ લોહાર, રાયશી મહેશ્વરી, પ્રેમજીભાઇ ઠક્કર સહયોગી બન્યા છે.

# ભુજ રોટરી કલબ તોરલના હોદ્દેદારોની શપથવિધિ યોજાઇ

## જાણીતા કટાર લેખિકાએ માનવીય સંબંધો વિશે મનનીય વકતવ્ય આપ્યું

ભુજ, તા. ૧ : રોટરી કલબ ભુજ તોરલના નવનિર્વાચિત હોદ્દેદારોનો શપથગ્રહણ સમારોહ તાજેતરમાં જાણીતા લેખિકા અને કટાર લેખક કાજલ ઓઝા વૈદ્યના પ્રમુખસ્થાને યોજાયો હતો.

સંસ્થાના વર્ષ ૨૦૧૨-૧૩ની મુદ્દત માટે વરાયેલા પ્રમુખ ભાવના શાહ, મંત્રી રૂપા શાહ તથા બોર્ડ ઓફ ડાયરેક્ટરની ટીમને ડી.જી.ઇ. રો. ડૉ. જ્ઞાનેશ્વર રાવ તથા પી.ડી.જી. રો. ભરતભાઇ ધોળકિયાએ શપથ લેવડાવ્યા હતા.

પ્રમુખસ્થાનેથી કાજલ ઓઝા વૈદ્યે માનવીય સંબંધોને કેન્દ્રમાં રાખી તેને વધારે કેમ જીવંત બનાવી શકાય તે અંગે મનનીય પ્રવચન આપ્યું હતું. બે વ્યક્તિ વચ્ચેના સંબંધો લાગણીસભર કેમ બને અને આવા સંબંધોની માવજત વિશે વિગતે છણાવટ કરી હતી.

આ પ્રસંગે ઉપસ્થિત રોટરી પરિવારના સભ્યોએ નવનિર્વાચિત ટીમને શુભેચ્છા પાઠવી કલબની પ્રવૃત્તિઓમાં સક્રિય સહયોગ આપવાની ખાતરી આપી હતી.

# કચ્છી યુવાનની નૌસેનામાં કમિશન ઓફિસર પદે પસંદગી

ભુજ, તા. ૧ : મૂળ કચ્છના અને નવસારી રહેતા પાર્થ દિનેશકુમાર વાઘમશીએ ભારતીય નૌસેના માટે યુ.પી.એસ.સી.ની પરીક્ષા ઉત્તીર્ણ કરતાં કમિશન ઓફિસર તરીકે પસંદગી થઇ છે. કેરાલા એઝીમાલા ખાતે તાલીમમાં મુકાયા છે.

વર્ષ ૨૦૧૧-૧૨ માટે ભારતીય ડિફેન્સ એકેડેમી અને નેવી એકેડેમી માટે કેન્દ્ર સરકાર દ્વારા લેવાયેલી પરીક્ષા પાંચ લાખ ઉપરના વિદ્યાર્થીઓએ આપી હતી તેમાંથી ફક્ત ૮૩૭ પરીક્ષાર્થીઓ જ મેરીટમાં આવ્યા, તેમાંથી ફક્ત ૫૭૦ ઉમેદવારોને ભૂમિ, હવાઇ અને નૌસેનામાં સમાવિષ્ટ કરાયા છે અને તેમાંથી ફક્ત ૯૦ ઉમેદવારોને જ કમિશન ઓફિસર તરીકે વર્ગ એક અધિકારી તરીકેની પસંદગી કરાઇ છે.

૧૯૯૪માં જન્મેલા પાર્થ આટલી નાની ઉંમરે કમિશન ઓફિસર તરીકે પસંદગી પામનાર આહીર જ્ઞાતિમાં સર્વપ્રથમ તેમજ ગુજરાતમાં પણ આ બેચમાં પ્રથમ છે.

# કચ્છના વિવિધલક્ષી પુરુષ આરોગ્ય કર્મચારીઓની હડતાળ

ભુજ, તા. ૧ : કાયમી નોકરી સહિતની માગણી સાથે આજે કચ્છ જિલ્લા પંચાયત હેઠળ ફરજ બજાવતા કરાર આધારિત વિવિધલક્ષી પુરુષ આરોગ્ય કર્મચારીઓ હડતાળમાં ઊતરી ગયા હતા.

રાજ્યમાં ૧૦ વર્ષથી ફરજ બજાવતા આ કર્મચારીઓને કોરાણે મૂકીને નવી ભરતીનો રાજ્ય સરકારે નિર્ણય લેતાં ૨૧/૭થી ગાંધીનગર ખાતે રાજ્યભરના કરાર આધારિત પુરુષ આરોગ્ય કર્મચારીઓની ચાલતી હડતાળને પગલે આજથી કચ્છના કર્મચારીઓ પણ હડતાળમાં ઊતરી ગયા હોવાનું જણાવતાં આર. એ. શેખે આ અંગે બ્લોક હેલ્થ ઓફિસરને જાણ કરી કચ્છના આ સંવર્ગના કર્મચારીઓ ગાંધીનગરમાં ચાલતા રાજ્યવ્યાપી આંદોલનમાં જોડાશે તેમ એક યાદીમાં જણાવ્યું હતું.

દયાપરમાં સર્વસેવાસંઘ આયોજિત રોગ નિદાન કેમ્પનું ઉદ્ઘાટન કરતા ધારાસભ્ય જયંતિભાઇ ભાનુશાલી સાથે સુરેન્દ્રસિંહ જાડેજા તા. પં. પ્રમુખ અલીમામદ જત વિગેરે.

# દયાપરમાં આયોજિત નિઃશુલ્ક રોગ નિદાન કેમ્પનો ૫૧૦ જણે લાભ લીધો

## ૧૩ જણની શસ્ત્રક્રિયા સંસ્થા દ્વારા નિઃશુલ્ક કરી અપાશે

દયાપર (તા. લખપત), તા. ૧ : અહીં સર્વ સેવા સંઘ આયોજિત અને શ્રદ્ધા હોસ્પિટલના સહયોગથી યોજાયેલા નિઃશુલ્ક મેડિકલ કેમ્પમાં ૫૧૦ દર્દીઓએ સેવાનો લાભ લીધો હતો. જેમાંથી ૧૩ જેટલા દર્દીઓના ઓપરેશન માટે સર્વ સેવા સંઘએ નિઃશુલ્ક ઓપરેશન કરાવી દેવા ખાતરી આપી હતી.

આ પ્રસંગે મેડિકલ કેમ્પનું દીપ પ્રાગટ્ય કરી ખુલ્લો મૂકતાં ધારાસભ્ય જયંતીભાઇ ભાનુશાલીએ જણાવ્યું હતું કે, લખપત તાલુકામાં આરોગ્યની સેવા માટે સંસ્થા જ્યારે જરૂર પડે ત્યારે આગળ આવે છે. જે પ્રશંસનીય છે. તાલુકા પંચાયતના પ્રમુખ અલીમામદ જત અને ઉપપ્રમુખ હાસમભાઇ નોતિયારએ પણ પછાત તાલુકામાં નિઃશુલ્ક આરોગ્ય સેવાને બિરદાવી હતી.

તા.પં.ના પૂર્વ પ્રમુખ અનીતાબેન શાહ, સુરેન્દ્રસિંહ જાડેજા, ઝુઝારસિંહ ચૌહાણ, તુલસીદાસ પટેલ, હસમુખભાઇ પટેલ, મોડ જાફર સુમરા વિગેરે ઉપસ્થિત રહ્યા હતા. સંચાલન શ્રદ્ધા હોસ્પિટલના અમૃતભાઇ પટેલ, ડૉ. અશોક પટેલે કર્યું હતું.

આ કેમ્પમાં ડૉ. અશ્વિન નાડકર્ણી, ડૉ. સત્યમ ગણાત્રા, ડૉ. દિશાબેન ઠક્કર, ડૉ. મહિપતસિંહ રાઠોડ, ડૉ. નિશાબા રાઠોડ, ડૉ. અશોક પટેલ, ડૉ. હિરેન પટેલ, ડૉ. વૈશાલીબેન પટેલે સેવા આપી હતી. શ્રદ્ધા હોસ્પિટલના સંચાલકોએ ગરીબો માટે રાહતદરે સારવાર અપાશે તેવું જણાવ્યું હતું.

# બીસીએ સેમે.-૧ અને ૩ (રિપીટર)નું પરિણામ

ભુજ, તા. ૧ : કચ્છ યુનિવર્સિટી દ્વારા ગત માર્ચમાં લેવાયેલી બીસીએ સેમેસ્ટર ૧ અને ૩નાં રિપીટર વિદ્યાર્થીઓની પરિક્ષાનું પરિણામ જાહેર થયું છે.

સેમેસ્ટર-૧ની પરીક્ષામાં બેઠેલા કુલ ૧૫ વિદ્યાર્થીઓમાંથી ૩ છાત્રો પાસ થવા સાથે ૩૩.૭૭ ટકા પરિણામ આવ્યું છે. જ્યારે સેમેસ્ટર-૩માં બેઠેલા ૧૩૧ છાત્રોમાંથી ૭૮ ઉત્તીર્ણ થતાં ૬૦.૪૭ ટકા પરિણામ આવ્યું છે.

# રાજ્ય સરકાર નર્મદા માળખાંનો કાર્યક્ષમ ઉપયોગ કરે તે જરૂરી

## રાપરના ધારાસભ્યે નર્મદાના નીરથી ખેતી બચાવવા માંગ દોહરાવી

લાકડિયા (ભચાઉ), તા. ૧ : ગુજરાતના વિરોધપક્ષના નેતા શક્તિસિંહ ગોહિલે નર્મદા જળના શ્રેષ્ઠ ઉપયોગમાં રાજ્ય સરકાર નિષ્ફળ ગઇ હોવાના કરેલા આક્ષેપમાં સૂર પૂરાવતાં રાપરના ધારાસભ્ય બાબુભાઇ શાહે રાજ્ય સરકારને સમયસર પગલાં ભરવા સૂચન કર્યું છે.

માળિયા બ્રાન્ચનો કમાન્ડ એરિયા પૂરો કરવામાં સરકાર નિષ્ફળ ગઇ છે, તેના કારણે આ વિસ્તારના પાટડી, લખતર, ધ્રાંગધ્રા, હળવદના ખેડૂતોને ઓઇલ એન્જિન મૂકી ખર્ચાળ પદ્ધતિએ મોલ ટકાવવા મહેનત કરવી પડે છે. આ ખેડૂતોને પાણીચોર કહી બદનામી આપવાને બદલે ઢાંકીની પમ્પિંગ મશીનરીનો ઉપયોગ કરવાનો આગ્રહ શ્રી શાહે કર્યો છે.

સૌરાષ્ટ્ર શાખાની ૪૦૦ ક્યુસેક વહન ક્ષમતાને અનુલક્ષીને લખતર નજીક ઢાંકીમાં ૨૩૦ ક્યુસેક પમ્પિંગની વ્યવસ્થાનો ૧૦ ટકા પણ ઉપયોગ ન થયાનું જણાવતાં વલ્લભીપુર અને માળિયા શાખામાં રોજનું ૧,૮૦૦ કરોડ લિટર નર્મદાનું જળ નાખવા ૨૦ ક્યુસેકના ૧૦ પમ્પ અને ૫ ક્યુસેકના ૬ પમ્પ કામગીરી માટે તૈયાર હોવા છતાં ૨૦ ક્યુસેકના ૨ પમ્પ ક્યારે પણ ચલાવાયા ન હોવાનું તેમણે જણાવ્યું છે.

રોજનું ૪૦૦ કરોડ લિટર પાણી નહેરમાં વહેવડાવવા ૨૦ ક્યુસેકના ૨ પમ્પ અને ૫ ક્યુસેકના ૨ પમ્પ ચાલુ રાખવામાં આવે તો વલ્લભીપુર અને માળિયા શાખાના ખેડૂતોની જરૂરિયાત ઉપરાંત પીવાનાં પાણીની સવલત માટે ક્યારેય ફરિયાદ ન આવવાની જાણ હોવા છતાં નર્મદા નિગમનો કમાન્ડ એરિયા પૂરો કરવાની નિષ્ફળતા અને પાણી પુરવઠા વિભાગ અને સિંચાઇ વિભાગ દ્વારા જવાબદારીથી દૂર ભાગવાની વૃત્તિને છતે પાણીએ દુષ્કાળની પરિસ્થિતિનું નિર્માણ થયું હોવાનું બાબુભાઇએ આ યાદીમાં જણાવ્યું છે.

કચ્છમિત્ર

ગુરુવાર, તા. ૦૨-૦૮-૨૦૧૨



પોતાની જાત સિવાય બીજા કોઈથી છેતરાવું અશક્ય છે.

# અંધકારની આરપાર

માત્ર ૪૮ કલાકની અંદર વીજ વિતરણમાં ચાવીરૂપ ત્રણ ગ્રિડ એક પછી એક નિષ્ફળ ગઇ તે અંધકારભર્યા વહિવટતંત્રની જ દેન છે. આ આખી ચોંકાવનારી ઘટના નિષ્ફળતાની નવી પરાશીશી તો છે જ પણ તેની સાથોસાથ દેશની માટે શરમજનક સ્થિતિની પરાકાષ્ઠા પણ છે. ગ્રિડ બેસી જવાના એક પછી એક બનાવે ભારતને વિશ્વમાં હાસ્યાસ્પદ હાલતમાં મૂકી દીધું છે. વળી એનાથી વધુ ક્ષોભજનક સ્થિતિ કઇ હોઇ શકે કે આ ગંભીર બનાવની પાછળના સાચા કારણને જાહેર કરવાને બદલે અમુક રાજ્યો વધુ વીજળી ખેંચી રહ્યા હોવાની માહિતી આપીને દેશને સંતુષ્ઠ કરવાનો પ્રયાસ થઇ રહ્યો છે. સવાલ એ ઊભો થઇ રહ્યો છે કે સરકાર આવા રાજ્યોના નામ આપવામાં ખચકાય શા માટે છે ? હવે તો સવાલ એ પણ છે કે આવા રાજ્યોને વધુ વીજળી ખેંચતા રોકી શા માટે શકાતા નથી અને તેમની સામે કોઇ કાર્યવાહી શા માટે થઇ શક્તી નથી ? દેશને ભારે તકલીફમાં મુકનાર આ કટોકટીને પહોંચી વળવામાં જે રીતની નિસહાયતા દર્શાવાઇ તે બતાવે છે કે સરકારની પાસે આવી કોઇ પણ ગંભીર પરિસ્થિતિને પહોંચી વળવા માટે સક્ષમ વ્યવસ્થાતંત્ર નથી. સરકારના પોતાના નિષ્કર્ષો અનુસાર વીજળીની માગ અને પુરવઠા વચ્ચેનું અંતર વધી રહ્યું છે. દેશમાં વિતરણ દરમિયાન ક્ષતિનું પ્રમાણ ૩૦ ટકા કરતાં પણ વધુ છે. પરિણામે એક બાજુ નાગરીક સુવિધાઓ અને સેવાઓમાં બેહાલી છે, તો બીજી બાજુ ઉદ્યોગ-ધંધા માંદા પડતા જાય છે. દેશમાં કોલસાની અછતનું સંકટ તો ઝઝૂમી રહ્યું છે, તેને લઈને પણ વીજ પેદા કરવા માટે સમસ્યાઓ ઊભી થઈ છે. વડાપ્રધાન મનમોહનસિંહ દ્વારા રચવામાં આવેલી પ્રધાનોના સમૂહની એક પેટાસમિતિએ વીજળી ક્ષેત્રના સુધાર માટે કેટલીક ભલામણો કરી હતી, પરંતુ આ પેટાસમિતિની પ્રથમ પાંચ ભલામણોમાંથી ચારનો ત્રણ વર્ષ પછી પણ અમલ થયો નથી. આયોજન પંચના ઉપાધ્યક્ષ મોન્ટેકસિંહ અહલુવાલિયાની અધ્યક્ષતા હેઠળની પેટાસમિતિની મોટા ભાગની ભલામણો વીજળી પરિયોજનાઓને બેન્કો દ્વારા આસાનીથી વધુ પર્યાપ્ત માત્રામાં લોન ઉપલબ્ધ કરાવવા સંબંધિત છે. વીજ ખાતાનું કહેવું છે કે ત્રણ વર્ષ પછી પણ આ ભલામણો સાકાર થઈ શકી નથી. આનું પરિણામ એ આવ્યું છે કે ૧૨મી યોજના દરમિયાન ઊભા કરવામાં આવનારા વીજળી પ્લાન્ટો માટે પણ આવશ્યક રકમ ફાળવવામાં વિલંબ થશે. ૧૧મી યોજના દરમિયાન પણ આમ જ બન્યું હતું. ફંડની ઉપલબ્ધતા ન હોઈ અનેક વીજળી પરિયોજનાઓ આગળ વધી શકી નથી. છેલ્લાં સત્તર વર્ષ દરમિયાન વીજળી ક્ષેત્રમાં સુધારણા માટે લેવામાં આવેલાં તમામ પગલાં અધૂરાં પુરવાર થયાં છે. ચાલુ ૧૧મી યોજનાના હાલ પણ કંઈક આવા જણાય છે, જેમાં પહેલાંથી જ ૭૮ હજાર મેગાવોટની ક્ષમતાનું લક્ષ્ય રાખવામાં આવ્યું હતું, પરંતુ પાછળથી તેમાં લગભગ ૧૦ હજાર મેગાવોટ ઓછા કરવા પડ્યા હતા. આ લક્ષ્ય ૬૦ ટકા પણ હાંસલ કરવામાં આવે તો મોટી સિદ્ધિ ગણાશે. ગુજરાતને બાદ કરતાં ઉત્તર પ્રદેશ, પંજાબ, હરિયાણા સહિત અનેક રાજ્યોનાં વીજળી બોર્ડો ભારે ખોટમાં છે. વીજળી ઉત્પાદન, વિતરણની વ્યવસ્થા લગભગ પાંગળી જણાય છે. મોટા ભાગની રાજ્ય સરકારો તો વીજળી ક્ષેત્રની કોઈ સમસ્યાનો ઉકેલ લાવી શકી નથી. ત્યાં સુધી કે વીજબિલોની વસૂલી પણ કરી શકી નથી, જેમાંની મોટા ભાગની રકમ ઉદ્યોગપતિઓ અને રાજ્યનાં સરકારી વિભાગોની છે. વીજળી પુરવઠો સુધારવાના પ્રયાસમાં પણ રાજ્ય સરકારો લગભગ નિષ્ફળ સાબિત થઈ રહી છે. આવી સ્થિતિમાં સુધારણા માટે કેન્દ્ર સરકારે ગંભીરતાથી વિચાર કરવાનો રહેશે, પણ રાજ્ય સરકારોએ વીજળી માટે પોતાનાં સ્રોતો યુદ્ધના ધોરણે શોધવા પડશે.

# ક્યારે અટકશે રેલવે અકસ્માતો ?

આંધ્રપ્રદેશના નેલ્લોરમાં સોમવારે પરોઢે તામિલનાડુ એક્સપ્રેસના એક ડબામાં લાગેલી આગમાં ૩૨થી વધુ ઉતારુ જીવતા ભૂંજાઇ ગયા એ ઘટના જેટલી હૃદયદ્રાવક છે, એટલી જ રોષ ઉત્પન્ન કરનારી છે. રસ્તા પર વાહનમાં કે ટ્રેનમાં મુસાફરી કરનારા પ્રવાસીઓએ જીવ પડીકે બાંધીને બેસવાનું ? સોમવારનો દિવસ અકસ્માતોના સમાચારથી ભરપૂર રહ્યો હતો. હરિયાણાના ભીવાનીમાં માર્ગ અકસ્માતમાં ૩૨ શ્રદ્ધાળુઓએ જીવ ગુમાવ્યા. અમૃતસરમાં માનવરહિત રેલવે ફાટક પર પેસેન્જર ટ્રેન સાથે સ્કૂલ બસ ટકરાતાં પાંચ ભૂલકાંની જિંદગી છીનવાઇ ગઇ અને ૧૮૨ અન્ય ઘાયલ થયા. ખેદની વાત એ છે કે આ બધા બનાવ લાપરવાહીને લીધે સર્જાયા છે. માનવીની જિંદગીની જાણે કિંમત ન હોય એવો તાલ છે. ટ્રેન અકસ્માત સૌથી ગંભીર છે. નેલ્લોરમાં તામિલનાડુ એક્સપ્રેસ કોચ એસ. ૧૧ આગમાં લપેટાઇ ગયો એમાં ૭૦થી વધુ પ્રવાસી હતા. રેલવે કર્મચારીઓને આગ નજરે પડી અને તે કાબૂમાં લેવાની કાર્યવાહી થાય ત્યાં તો આખો ડબો સળગી ઊઠ્યો હતો અને વાતાવરણ મરણચીસોથી ગાજી ઊઠ્યું હતું. કેન્દ્ર સરકાર અને રેલવેમંત્રીએ પરંપરાગત રીતે મૃતકો અને ઘાયલો માટે વળતરની જાહેરાત કરી. વડાપ્રધાને પણ દુર્ઘટનાની પૂરી તપાસ કરવા સલાહ આપી. ભૂતકાળમાં બન્યું એ રીતે તપાસ સમિતિ કારણ શોધવામાં પડી જશે અને તેના અહેવાલો માટે કોઇને આતુરતા નહીં હોય. રેલવેમાં વધતા જતા અકસ્માતોએ ફરી એકવાર સુરક્ષાવ્યવસ્થાનો સવાલ પેદા કર્યો છે. આવા અકસ્માતો અંગે કાકોદકર સમિતિએ ગત રેલવે અંદાજપત્ર પહેલાં જ કેટલીક નક્કર ભલામણો રેલવેને સૂચવી હતી અને તેનો અમલ કરવાની જાહેરાત પણ તત્કાલીન રેલવેમંત્રી દિનેશ ત્રિવેદીએ પોતાના રેલવે બજેટમાં કરી હતી. સોમવારે એક ટીવી ન્યૂઝ ચેનલ સાથેની ચર્ચામાં ટેકનોક્રેટ સામ પિત્રોડાએ પણ આ જ વાત કરી કે રેલવેની સુરક્ષાની ખામી દૂર કરવાના ઉપાયો તો પહેલા સૂચવી દેવાયા છે. સવાલ તેના પર અમલ કરવાની રાજકીય ઇચ્છાશક્તિનો છે. કમનસીબે આપણા રાજકારણીઓને લોકોની જાન-માલ કરતાં પોતાની ખુરશી બચાવવાની ચિંતા વિશેષ હોય છે. અન્યથા રેલવેમંત્રી પદેથી મમતા બેનરજીની જીદને કારણે દિનેશ ત્રિવેદીએ જવું પડ્યું ન હોત. ત્રિવેદીના અનુગામી તરીકે મુકુલ રોયે કામકાજ સંભાળ્યા બાદ બે મોટા રેલવે અકસ્માત થઇ ચૂક્યા છે અને રોય તદ્દન નિર્લેપતાથી કહી રહ્યા છે કે રેલવેસુરક્ષા પાછળ થનારા ખર્ચ અંગે વડાપ્રધાનને વિસ્તૃત પરિયોજના અહેવાલ સોંપી દેવામાં આવ્યો છે. તેમના કહેવા મુજબ રેલવેને સલામત બનાવવા માટે જુદી નાણાકીય વ્યવસ્થા કરવી પડશે અને આ અંગે ઓગસ્ટના પ્રથમ અઠવાડિયામાં કંઇ નક્કર પરિણામ આવવાની સંભાવના છે. ટૂંકમાં આ મામલો અતિ ગંભીર છે અને સરકારે અત્યારે તેના પર અમલ કરવો રહ્યો. છાસવારે પ્રાણઘાતક અકસ્માતોમાં અનેક પરિવારો છિન્નભિન્ન થઇ જાય છે. આખરે આ દેશના સૌથી વિશાળ પરિવહન વ્યવસ્થાની વિશ્વસનીયતાનો સવાલ છે.

# આત્માનું રૂદ્ર સાથેનું અનુસંધાન : શિવભક્તિ

**ભવનાથની ભક્તિગંગા**

ચન્દ્રવદન ધોળકિયા

*'કિમિહઃ કિંકાયઃ સખલુ કિમુપાયઃ ત્રિભુવનમ્*
*કિમાધારો ધાતા, સૃજતિ કિમુપાદાન ઈતિચ ॥'*

મહિમ્ન સ્તુતિમાં ઉપરના શ્લોકથી ગવાયું છે કે હે શંભો ! જો તું સૃષ્ટિનો સૃષ્ટા છે તો તારું ઐશ્વર્ય, તર્ક વડે સમજાય તેવું નથી. છતાં ક્ષુલ્લક બુદ્ધિવ-ાળા કેટલાક લોકો તાર્કિક રીતે તેને મૂલવવા યત્ન કરે છે. તું જો વિશ્વને ચલાવશ તો તારી ક્રિયા કે ચેષ્ટા કઈ ? તારી કાયા કે સ્વરૂપ ક્યાં ? વળી તે માટેની સામગ્રી કે આધાર કયો ? કે જેના વડે આ ત્રિભુવનની તેં રચના કરી. અલ્પમતિ અમારે, કુતર્ક છોડી, તારામાં અને તારી ભક્તિમાં ધ્યાન માંડવું રહ્યું.

*'ૐ બ્રહ્મ સ્વરૂપાય નમઃ ૐ ધ્યાન નિષ્ઠાય નમો નમઃ ।*

ત્રિપુરારિ પ્રભુના પૂર્ણબ્રહ્મ સ્વરૂપને વંદન કરતા, મારામાં ધ્યાનની નિષ્ઠા સતત વધારનાર, 'ધ્યાયે' એવા ધૃષ્ણેશ્વર શંભુને નમન કરું છું.

ધ્યાનને નયનની પલકે બેસાડી, સંકલ્પ કરીએ કે અમે પવિત્રને જ જોશું પવિત્રને જ સ્મરશું અને પવિત્ર એવા પાર્વતીપતિનું જ ધ્યાન ધરશું.

શિવનું સદા ધ્યાન ધરતા, શિવભક્તે સમજવું રહ્યું કે 'ધ્યાન વિના જ્ઞાન શક્ય કે સબળ નથી.' સંસારમાં સરસો રહે અને મન મારી પાસ' ઈશ ભક્તિ માટે સંસાર ત્યાગવાની જરૂર નથી. સંસારમાં લીન રહેવા છતાં મન તો ચિરંતનના ચિંતનમાં જ મસ્ત રાખે તે જ ખરો ભક્ત.

સંત તુલસીદાસ ધ્યાન-સ્મરણનો મહિમા ગાતા કહે છે કે,

*'સુમિરન ઐસા કીજિયે, ખરે નિશાને ચોટ ।*
*મન ઈશ્વર મેં લીન હો, હલે ન જિહવા હોઠ ।*

ધાર્યા નિશાને ચોટ મારી, પહોંચે એવું 'નામ સ્મરણ' કરવું જોઈએ. નામ-સ્મરણ કે ધ્યાન કરતી વખતે મન પૂર્ણતઃ મહાદેવમાં લીન થઈ જવું જોઈએ. પછી સાધકે જીભ કે હોઠ હલાવવાની જરૂર નથી. કોઈ એક ગાઢ જંગલમાં ગુરુ પોતાના શિષ્યો સાથે ચાલ્યા જતા હતા. તેવામાં વાઘની ત્રાડ સંભળાઈ. શિષ્યો ભયથી ઝાડ પણ ચડી ગયા. પરંતુ ગુરુએ તો આસન બિછાવી, બેસીને ધ્યાનમાં પોતાનું ચિત્ત પરોવી દીધું. વાઘ નજીક આવી ઊભો, ગુરુ તો ધ્યાનમાં તલ્લીન હતા. પછી વાઘ ચાલ્યો પણ ગયો, પણ તેનું ભાન ગુરુને ન રહ્યું. શિષ્યોએ નીચે આવી, વાઘ ગયાનું કહેતા, ફરી ગુરુ-શિષ્યો સૌ ચાલવા લાગ્યા.

દરમ્યાન આગળ ચાલતાં વૃક્ષ ઉપરથી મધમાખીઓએ અચાનક ગુરુને ડંખ મારતાં, તે ચીસ પાડી ઉઠયા, નવાઈ પામી શિષ્યો પૂછ્યું કે 'આપ વાઘથી જરાય ડર્યા નહીં, પણ મધમાખીના નાના ચટકાથી ચીસ પાડી ઊઠયા ? કારણ સમજાવતાં ગુરુજીએ કહ્યું કે વાઘ આવ્યો ત્યારે હું ધ્યાનસ્થ થયેલો. હું આશુતોષના ધ્યાનમાં ઓતપ્રોત હતો. અને અત્યારે જ્યારે ડંખ લાગ્યો ત્યારે હું મારા 'જીવભાવમાં વિહરતો હતો !' કહેવાનું તાત્પર્ય એ કે 'ધ્યાન એક અંતર્યાત્રા છે. ધ્યાન નિષ્ઠ વ્યક્તિનો ડર કે પીડા પ્રભુ મહેશ પંપાળે ! જ્યારે સ્વ કે સ્વાર્થના ધૂનીને નાની અમથી પીડા પણ 'ભવપીડન'નું દુઃખ વેઠાવે છે. તેથી જ કહ્યું છે કે ધ્યાન એક સાધના છે અને શિવભક્તિ એ આત્માનું રુદ્ર સાથેનું અનુસંધાન છે.

*'નમસ્તે નમસ્તે વિભો વિશ્વમૂર્તિ,*
*નમસ્તે નમસ્તે ચિદાનંદ મૂર્તિ ।*
*નમસ્તે નમસ્તે તપોયોગ ગમ્ય,*
*નમસ્તે નમસ્તે શ્રુતિધ્યાન ગમ્યઃ ।*

શ્રી શંકરાચાર્ય રચિત 'વેદસાર-શિવ-સ્તોત્રમ્'માં વિશ્વેશનું ધ્યાન ધરતાં ગવાયું છે કે હે, શંભો ! તમે ચિદાનંદ મૂર્તિ તથા યોગ-ધ્યાનથી જાણી શકાય તેવા છો. તો તપ જ્ઞાન અને ધ્યાનથી જ પ્રાપ્ત કરી શકાય તેવા 'ધ્યાન-મૂર્તિ છો તેથી 'તવ 'ધ્યાનમ્' પરમં મમઃ ! કહેતા નમન કરું છું.

શંભુ તો છલોછલ સ્નેહનો ભૂખ્યો છે. અભિષેકમાં જળ, પંચામૃત અને શિવ-અર્ચનો ભલે કરીએ પણ માત્ર કર્મકાંડી લૂખાસ કરતાં, ધૃષ્ણેશ્વરના ધ્યાનમાં, ભાવ અને ભક્તિની ભીનાશ ભળશે તો આપણો 'રુદ્રાભિષેક' ભીમાશંકર ઉપરનો ભાવાભિષેક બની જશે. માટે જ વાગોળવું રહ્યું કે, 'ભાવ ભલે ભવનો રાખો પણ ધ્યાન અને ચિંતન તો 'ભવેશ' એવા ભોળાનાથમાં જ પરોવી રાખો. તો ભક્ત અને ભગવાન એકમય બની જશે.

જપ કે ધ્યાનની એકલીનતાની ચરમસીમા બતાવતાં 'સંત મલુક' કહે છે,

*'માલા જપોં ન કર જપોં, જિભ્યા કહોં ન રામ ।*
*સુમિરન મેરા હરિ કરૈં, મૈ પાયા વિશ્રામ !'*

સંત મલુકજી તો ધ્યાન નિષ્ઠાથી મળતી 'પરમ સ્થિતિ'ની વાત માંડે છે. સતત શિવશરણ કે પ્રભુસ્મરણ જે ભક્ત 'ધ્યાન મગ્ન' રહી કરતો રહે છે તે શિવ કે હરિ સાથે તાદાત્મ્યનો ભાવ મેળવે છે. ભક્ત અને ભગવાન એકાકાર બની જાય છે. 'અસ્તિત્વ' ઓગળી જાય છે અને ભક્તનું 'વ્યક્તિત્વ' ખીલી ઊઠે છે. અને પછી તો 'દીવા દાંડી' જેવી માર્ગદર્શન પૂરતી વાત મલુક સાહેબ કહે છે, 'હું તો નામ કે ધ્યાનમાં એવો તો લીન થયો છું કે માળા હું કર (હાથ)થી ફેરવતો નથી. જપ તો મૌન બન્યો છે અને જીભે તો 'રામ-જપ' છોડી દીધો છે. મારી એટલે ભક્તની હવે એવી સ્થિતિ બની છે કે જ્યાં પરમાત્મા પોતે ભક્તનું સ્મરણ કરે છે અને ઊંચી સ્થિતિએ પહોંચેલા ભક્ત વિશ્રામ આરામ ફરમાવે છે.

શ્રી ભાગવતમાં પણ ધ્યાનની ઉચ્ચ સ્થિતિ બતાવતાં કહ્યું છે કે,

*અનુવ્રજામ્યહં નિત્યં પૂયયેતિ અંગઃ રેણુભિઃ ॥*

પ્રભુ કહે છે કે 'હવે તો હું મારા પ્રેમીઓની (ભક્તોની) પાછળ પાછળ ચાલું છું, જેથી એમની (ભક્તોની) ચરણરજ મારા પર ઉડીને પડે અને મારા અંગો પવિત્ર થઈ જાય.

તો સૌ સાથે મળી શ્રાવણે સંકલ્પ કરીયે, કે ગંગાધર ગંગેશનો જપ તથા ધ્યાન અચૂક ધરશું. જેથી આશુતોષની કૃપાનું આવરણ આપણી ઉપર છવાઈ જાય. વિકારો કે દુર્ભાવોનું પર્યાવરણ કોઈને પણ પીડે નહીં ! ધ્યાનસ્થ થતાં આપણો આતમરામ જરૂર ગાવા માંડશે

*'ધન્યોહં, ધન્યોહં ધ્યાન સ્વરૂપોહમ્'*

# પારિવારિક આચરણ માટે શ્રેષ્ઠ ગ્રંથ : રામાયણ

**સાધક-સદ્‌ગુરુ સંવાદ**
(કુબઇ ટેકરીવાળા બાપુ સાથે વાર્તાલાપ)
નલિન ઉપાધ્યાય

પ્રશ્ન ૮ : કુટુંબમાં જીવનઘડતર, ગુણવિકાસ, દ્રઢ ચારિત્ર્ય અને ધર્મના આગમન માટે કયા આધ્યાત્મિક ગ્રંથોનો નિત્ય સ્વાધ્યાય થવો જોઈએ ? ગીતા, મહાભારત, રામાયણ અને ભાગવત જેવો ગ્રંથો શું શીખવે છે ?

ઉત્તર : જુઓ, આ બધા જ ગ્રંથો ઋષિઓ અને મહાત્માઓના દર્શનને સમાવતાં હોવાથી અતિ ઉત્તમ છે. તેમ છતાં સરોવરનું પાણી પવનના સપાટા લાગવાથી મોજાં ઊછાળે ને તેથી કચરો ઉપર આવી પાણીને મેલું કરી નાખે જેથી તમે તમારા ચહેરાને તેમાં જોઈ શકો નહીં. પરંતુ પવન પડી જાય, મોજાં શમી જાય, કચરો તળિયે બેસી જાય ને જળ સ્થિર થઈને નિર્મળ બને તો જાણે એક દર્પણ હોય તેમ તમારો ચહેરો તમે જોઈ શકો. બરાબર તેમજ વિચારો અને વૃત્તિઓ-વિકારોના મોજા શમાવી તમારા મનને શાંત કરી ચિત્તશુદ્ધિ કરી એને નિર્મળ બનાવશો તો તમને એવા શુદ્ધ અને નિર્મળ ચિત્તમાં સહેલાઈથી આત્મદર્શન થાય. આ માટે સાધનાના-ક્રમિક રીતે સોપાન ધૈર્ય અને ઉત્સાહથી ચડવા પડે.

મારી દ્રષ્ટિ દરેક કુટુંબ માટે રામાયણનો પાઠ અને સ્વાધ્યાય સર્વશ્રેષ્ઠ છે. રામાયણ કુટુંબ માટેનો આચરણ ગ્રંથ છે. એક કુટુંબમાં સુખ, શાંતિ અને સમૃદ્ધિ તથા ધર્મ, સેવા, ત્યાગ અને પ્રેમથી કેમ ઊતરી આવે તથા કુટુંબના સંબંધમાં કયા કયા લોકોએ પોતાનું શું શું કર્તવ્ય સાવધાન રહીને બજાવવાનું છે તે રામાયણના પાત્રો આચરણ દ્વારા શીખવે છે. શું શીખી શકો છો તમે રામયણ દ્વારા એની ટૂંકમાં વાત કરું છું, ધ્યાન લઈને સાંભળજો અને જીવનમાં ઉતારજો.

**દશરથ** : દશરથના પાત્રને રામ અને કૈકયી બંને પ્રત્યે અતિ મમતા છે. એ મમતા દશરથના મોતનું કારણ બને છે. માટે દશરથના પાત્ર દ્વારા એ શીખવાનું છે કે અતિ મમતા રાખવી નહીં.

**હનુમાન** : જ્યાં સુધી પોતાના સ્વાર્થ માટે જીવન જીવશો લોકો સામે આવીને પાણીનો પ્યાલોય નહીં પાય. હનુમાન જેવા બની જગતમાં પ્રભુકાર્ય કરો, ભગવાનના કામ માટે જીવો. સ્વીકાર્ય થશો. સર્વમાન્ય થશો. સૌ તમને પ્રેમ કરશે.

**કૈકયી અને મંથરા** : બંનેને હું વંદુ છું. કારણ કે મંથરા અને કૈકયી દ્વારા જ રામને જગતમાં પરિભ્રમણનું બહાનું મળ્યું. નહીંતર પ્રભુ ઋષિઓને ન મળત રામાયણ ન રચાત. બીજી રીતે એવું પણ સમજી લો કે જે પ્રભુની પ્રસન્નતા માટે કાર્ય કરે તેને અસીમકાળ સુધી લોકોની ગાળો ખાવી પડે.

લૌકિક દ્રષ્ટિએ મંથરા જેમ કાનભંભેરણી કરી કોઈની સ્વાર્થવૃત્તિને જગવી તેને પ્રજ્વલિત ન કરતાં ને કૈકયી જેમ પોતાના પારકા એવા કુટુંબમાં કાચાકાનના થઈ ભેદભાવ ઊભો ન કરતાં.

**લક્ષ્મણ** : લક્ષ્મણ પાસે સેવા અને ત્યાગ શીખો. ત્યાગમય જીવનથી સંબંધો કેમ રાખી શકાય તે લક્ષ્મણ શીખવે છે.

**ભરત** : ભરત ટ્રસ્ટીશિપનું ઉત્તમ ઉદાહરણ છે, જગતમાં અપાર સમૃદ્ધિ અને અમાપ સત્તા પ્રાપ્ત થાય તો પણ તમે પોતે હંમેશાં પોતાને પ્રભુની પાદુકાના સેવક સમજી, પોતે એ પાદુકાની ચરણરજ થવાયે લાયક નથી એ સમજીને જગતનો બધો વ્યવહાર ચલાવજો.

**નલ-નીલ** : સેતુબંધ બાંધવા માટેના આ ઈજનેરો દરેક પથ્થર પર રામનામ લખી પથ્થર નાખે છે. આમ દરેક કાર્યમાં તમે પણ પ્રભુને જોડો, સેતુબંધ બંધાઈ જશે એ માર્ગ પર ચાલવા લોકો આવશે.

**રાવણ** : રાવણને માત્ર અભિમાની ન સમજો. રાવણ મહાજ્ઞાની હતો. ભક્ત હતા, જે એણે રચેલા શિવતાંડવ સ્તોત્ર બતાવે છે સાથે મુનષ્યનો પુરુષાર્થ શું કરી શકે અને માનવ પુરુષાર્થ દ્વારા બધું જ પ્રાપ્ત કરવું શક્ય છે તે રાવણનું જીવન દર્શાવે છે. રાવણને લેવા ખુદ રામે આવવું પડે. ખરેખર તો રાવણે સીતાજીનો હાથ 'મા'નું સંબોધન કરીને પકડેલો જેથી રામને હાથે મરી એનું સંપૂર્ણ કુળ તરી જાય. રાવણને બહુ ઓછા સમજ્યા છે.

**શૂર્પણખા** : જે સ્ત્રી નફફટ બનીને પરપુરુષ માટે મોહ જાહેર કરે તેના નાક, કાન કપાય, લાજ જાય તે શૂર્પણખા સૂચવે છે.

આમ રામાયણનું પરાયણ તો ઘરમાં કરો જ. પણ તેમાંના પાત્રોના ગુણ પણ તમારા કુટુંબમાં ઉતારો. પહેલા ઘેર ઘેર રામાયણ વંચાતી. આજે એ બંધ થયું માત્ર કથાઓ રહી તેથી કુટુંબો તૂટ્યા છે. (ક્રમશઃ)

સાધક સદ્‌ગુરુ સંવાદ કટાર હવે પુસ્તકાકારે પણ ઉપલબ્ધ છે, બહુજન સુધી એ પહોંચે તેવા હેતુસર રાહતદરે પણ મળી શકશે. આ માટે સંપર્ક : વનરાજ પટેલ, મીડિયા પબ્લિકેશન, અમદાવાદ, ફોન-૯૮૯૮૫ ૧૨૧૨૧

# બૌતેરો વરસંધો

બૌતેરા વરસંધો...
આસા મ છડ઼ીજા માડૂ !
ઉગઈ નયમેં સની આટાર મથે
અભ્‌ હેઠ સુતલ
ઉન ખેતર મથે
હડ઼ જી રાસ ને જોસરી મથે..
માણસાઈ જરા તરા ભચઈ આય !
જુકો છડી સકે નતાં ઉસુલ કે
ભુખ જેં જી આંધરી મેં
વટ ડિઘી રોજ ખિલેતી !
ઉન
અખ મ્યાંનુ ઉનજા બ-ટીયા
ભની વરસંધો
બૌતેરો વરસંધો..
ગિધ કાગડ઼ે વાંગે જીએતો માડૂ
લૂંગડા લાઈ વિધે માનવતા જા !
તે છતાંય
પાં ન્યારીધાસીં કાલ !
કપલ ઝાડે મથે ગંધી વિજી
પૉક વિજધાસી 'મીં' કે..
જુકો નય જેડ઼ી લાગણી કે
સુકી ભાઠ કેં આય..
ધૂંખલ 'ચી' જી વાની ખણી
હલો, ભાવર તન ને મન કે માંજીયું
ગુના માફ કરીંધો ડાતાર ને ?
બૌતેરો અચિન્ધો
બૌતેરો વરસંધો

-ગૌતમ જોશી

(નીલાવૃક્ષો છેદાય છે, જેના કારણે વરસાદ ખેંચાય છે. લોકવાયકા પ્રમાણે જેઠમાસના ૩૦ દિવસ આષાઢ માસના ૩૦ દિવસ અને શ્રાવણ-માસના ૧૨ દિવસ બાદ વરસાદ આવે તેને કચ્છના ખેડૂતો 'બૌતેરા' કહે છે. આશા રાખીએ કચ્છી માડૂની અપીલ ઈશ્વર સુધી પહોંચે અને વરસાદ કચ્છ પર મહેર કરે)

# સ્વાદબ્રહ્મ અને શબ્દ બ્રહ્મનો અનોખો સંગમ

**ગ્રંથ સમીપે**
રજનીકાંત સોની

આજે બજારમાં વાનગીના પુસ્તકો કદાચ વધુમાં વધુ વેચાય છે, વધુમાં વધુ ન વેચાતાં હોય તો પણ જે પ્રકારનાં પુસ્તકોનું વેચાણ વધુ થાય છે એમાં આ પ્રકાર પણ અગ્રસ્થાને તો છે જ. એ પ્રકારના પુસ્તકોમાં વાનગી બનાવવાની રીત, એમા વપરાતી સામગ્રી વગેરેની માહિતી હોય છે. પરંતુ હાલમાં એક એવું પુસ્તક હાથમાં આવ્યું છે જેને વાનગીનું કહી શકાય, છતાં એટલી સરળ અને સરસ શૈલીમાં લખાયું છે કે જેની પ્રશંસા કરવા પૂરતા શબ્દો પણ જડે નહીં.

અરૂણાબેન જાડેજાનું નામ વાચકો માટે જરાય અજાણ્યું નથી. તેમણે આ નાનકડું પણ સરસ, મધુરુ પુસ્તક લખ્યું છે અને એનું નામ આપ્યું છે લખવૈયાગીરી. મૂળ તો ગવૈયો, લડવૈયો એમ ખાવાનો શોખીન-સવાદિયો એટલે ખવૈયો. એ ખવૈયાગીરીમાં આગળ લ જોડી દીધો છે અને એમ કરીને તેમણે સ્વાદબ્રહ્મ અને શબ્દબ્રહ્મનો સુયોગ સાધ્યો છે.

આ પુસ્તકમાં હળવી શૈલીએ લખાયેલા નવ નિબંધો છે, એમાં રોટલો, છાશલીલા, રિસાતી-વીસરાતી કળા-રસોઈ, રાંક નામ રોટલીનું ૐ શરીરાય નમઃ તું પીજે વળી પાજે, બટાકાખાઉને વરી તે મહાસુખ પામી, ન્યારું શિરામણ અને ગોળ વિના મોળો કંસાર એટલા લેખ છે. દરેક લેખનું મથાળું જ અંદરની સામગ્રીનું સૂચન કરે છે.

પણ એમાં રોટલો કઈ રીતે બનાવવો અગર શિરામણમાં કઇ કઇ વાનગીઓ બની શકે એટલું જ નથી. જાણીતા સર્જક રતિલાલ 'અનિલ'એ રોટલાના લેખને આવકારતાં લખ્યું છે કે, 'તમે જાણે રોટલો ઘડો એવા ત્વરિત ઉમળકાથી લેખ ઘડી કાઢ્યો છે. એમાં એટલું વૈવિધ્ય છે કે એવું જીવન જીવવાનું ન મળ્યું એવી અધૂરપ અનુભવાય છે. ટૂંકા ટૂંકા વાક્યોને થપથપાટે થપાતો-ઘડાતો ગયો નિબંધ, એની સાહજિક ઉમંગી ગતિ એવી છે કે ક્યારે આખા રોટલાની જેમ નિબંધ જમી ગયો એનો ખ્યાલ જ રહ્યો નહીં.'

લેખિકાને આ નિબંધોને રસવતા બનાવ્યા છે અને એમાં વાત પણ રસની જ છે ને ! છાસલીલા વર્ણવતા લખે છે, 'છાશને જીરા સાથે સારાસારી તાસીર સરખીને બેઉની ? જીરું-મીઠું તો છાશના જીહજુરિયા, જીરું ખાવે-દેખાવે છાશને ઔર ખીલવે.' રિસાતી-વીસરાતી કળા-રસોઈમાં લખ્યું છે 'નાદબ્રહ્મથી માંડીને સ્વાદબ્રહ્મ સુધીની રસઝરતી સફર જે કરાવે છે તે રસોઈ. ભર્યોભર્યો રસથાળ જોતાની વારમાં જ સમગ્ર રસબ્રહ્માંડમાંથી એવો તો પરમ પાચનરસ ઝમવા માંડે કે જમનારની અધરી ભૂખ તો ત્યાં જ તૃપ્ત થઈ જાય. એવી હોય છે આ રસોઈની કમાલ' મધુરા-રસઝરતા શબ્દો પાસેથી અહીં કેવું રસોટ કામ લેવાયું છે તે સમજી શકાય છે.

અહીં નોંધપાત્ર વાત એ છે કે લેખિકાએ જ્યારે એક ગૃહિણી રસોઈ કરે છે ત્યારે એની પાછળની તેની ભાવના પર અને પરિવારજનોના આરોગ્યની જાળવણી પર ખાસ ભાર મૂકયો છે. 'તું પીજે વળી પાજે' નામના લેખમાં તાજાં ફળોમાંથી બનાવવામાં આવતા જ્યુસની મીઠી-મધુરી માહિતી તો આપી જ છે, પણ સાથે સાથે તૈયાર ઠંડા પીણાંની બોટલ આરોગ્ય માટે કેવી જોખમી હોય છે તેના તરફ પણ ધ્યાન ખેંચ્યું છે. આ વિષય પર વિશેષ અહીં લખી શકાય એમ નથી પણ એક ખાસ લેખ લખવો પડશે.

લેખિકાએ પ્રસ્તાવનામાં લખ્યું છે કે 'અન્ન અને શબ્દ બન્ને પરબ્રહ્મ ! શબ્દ અને સ્વાદ બન્ને સહોદર. સ્વાદ અને નાદના તે શા વિવાદ ! એ સ્વાદબ્રહ્મથી શબ્દબ્રહ્મ સુધીની એક ગૃહિણીની આ સીધીસાદી સાધના. રસોઈ મારો સ્વધર્મ, રસોડું મારું ધર્મક્ષેત્ર, રસોઈ મારો સ્વભાવ, રસોડું મારો આવિર્ભાવ. રસોડું મારો સાધના ખંડ. રસોઈ અને રસોડું મારી ઈડા અને પિંગળા જે મને સુષુમ્ણા સુધી દોરી જાય છે અને પછી તો પરમાનંદ પ્રાપ્તિ.' અરૂણાબેને આ આખા પુસ્તકમાં શબ્દોની રસોટતા પાસેથી જે ધાર્યું કામ લીધું છે તે બદલ પણ તેમને પ્રશંસવા પડે એમ છે.

(લખવૈયાગીરી. અરૂણા જાડેજા. પ્રકાશક : ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, રતનપોળ નાકા સામે, ગાંધીમાર્ગ, અમદાવાદ-૩૮૦૦૦૧. પ્ર.આ. ૨૦૧૨. કિંમત રૂા. ૫૫)

# સત્યતાચરણ, માનવતા અને દયાભાવ એ જ ઈસ્લામની શીખ

**માહે રમજાન**
પીર હાજી મખ્દુમ અલી તકીશાહ બાપુ

કચ્છના એક વિદ્વાન શાયરે ખૂબ જ ધ્યાન દોર્યું છે કે,

જે તું ભાઈયેં પાણ કેથી ભેખૂદીમેં ભરપૂર
ખુંદી વડા ખાન ખાધા કઈ સાહેબ કઈ શેહઝાદા
ઈન અંદાજ મેં કઈ અળી વેયા
ઈન સારસાઈ મેં કઈ સળી વેયા
ઈન બુરાઈયેં મે જે આયા તેંખે જોરે ખાધાં જરૂર
જે તું ભાઈયેં પાણખેથી ભેખુદીમેં ભરપૂર

અર્થાત : હે માનવી, તું અગર તારું ભલું ચાહે તો ઈર્ષ્યા અદેખાઈથી દૂર રહી ભલાઈ ભરેલું વર્તન અપનાવ ભલાઈ ભરેલું જીવન જીવ. ઈર્ષ્યાની આગ તો કઈ સાહેબો અને શહેઝાદાઓને ભરખી ગઈ. મોટાઈના અભિમાન અને અહમની બીમારીમાં તો કંઈ સળી ગયા કંઈ ભાંગી ગયા.

એ પરવરદિગાર આ પવિત્ર માસમાં રોજાઓ દ્વારા તેના વસીલે અમોને તે ખતરનાક બીમારીઓથી તારી પનાહમાં રાખ.

સત્યતા-માનવતા-દયાભાવ અને અમન-સલામતીઓ માનવતાના શૃંગાર છે એનું જ નામ ઈસ્લામ છે. ઈસ્લામ એટલે પરવરદિગારને હવાલે થઈ જવું. અલ્લાહના અને વિશ્વ માટેના દયારૂપ પયગમ્બરની આધિનતા સાથે ઈશ્વરી આદેશનું પાલન કરવું. દરેક ધર્મો અમન સલામતી સદ્‌ભાવ અને સદ્‌કાર્યો વડે પોતા માટે અને અન્ય જીવો માટે અમન સલામતી સાથે રહેવાનું નમ્રતા સાથે ન્યાય સાથે સૌ માનવજાત સાથે સુખ-દુઃખમાં સહભાગી બની સદ્‌ભાવ સાથેના વર્તનથી રહેવાનું નામ ધર્મ છે. ઈલ્મ-શિક્ષણ એજ્યુકેશન ફક્ત આજીવિકા માટે નથી પણ તે માધ્યમોથી માનવતા કેળવવા માનવતા ગ્રહણ કરવી એનું જ નામ તો ધર્મ છે એનું જ નામ મઝહબ છે. ઈલ્મ અને શિક્ષણ વડે બદમાસી-બેહયાઈ-અસત્ય-ત્રાસવાદ-નિર્લજ્જપણું, દેશદ્રોહપણું પોતાના વતન, પોતાના દેશ વિરોધી પ્રવૃત્તિઓ થઈ શકે નહીં. આવી પ્રવૃત્તિઓ કરનાર ગંદી મનોવૃત્તિ ધરાવનાર વ્યક્તિઓ તે પોતાના મેળવેલ શિક્ષણ ઈલ્મ અને કેળવણી માટે કલંકરૂપ છે. આવા જાલીમો સીતમગરો આંતકીઓ અને ફસાદી તત્ત્વોનો કોઈ ધર્મ હોતો જ નથી તે બધા જ નજીસ અપવિત્ર ચાલતા ફરતા આસુરી શક્તિઓના જીવંત સૈનિકો છે જેઓનો સર્વનાશ અનિવાર્ય છે.

# ઓગસ્ટમાં સારા વર્ષાનો સધિયારો

**જોકે ચોમાસાનો પાછોતરો ભાગ નબળો રહેવા આગાહી વચ્ચે ઉત્તર-પૂર્વ રાજ્યોમાં વરસાદ**

નવી દિલ્હી, તા. ૧ : ભારતનું ચોમાસું ચાલુ મહિને વ્યાપક વરસાદ લઇ આવશે તેવી આશા છે, પરંતુ સપ્ટેમ્બર મહિનો ગંભીર મુશ્કેલી સર્જી શકે છે એમ હવામાન ખાતાના ટોચના અધિકારીએ જણાવ્યું હતું. દરમ્યાન ગુજરાત સહિતના કેટલાક રાજ્યોમાં દુકાળ જેવી સ્થિતિ સર્જાઇ છે ત્યારે ઉત્તર-પૂર્વીય રાજ્યોમાં ભારે વરસાદ થયો છે.

ભારતીય હવામાન ખાતાના મહાનિર્દેશક લક્ષ્મણસિંહ રાઠોડે અહીં કહ્યું હતું કે, ઓગસ્ટમાં અમને વધુ સારા વરસાદની અપેક્ષા છે પણ ચોમાસાના છેવાડાના ભાગમાં થોડી મુશ્કેલી સર્જાઇ શકે છે.

તેમણે વધુમાં કહ્યું હતું કે, સપ્ટેમ્બરમાં નબળા વરસાદની ધારણા તેઓએ અલનીનો પરિબળ તરીકે જાણીતી મધ્ય પેસીફિક મહાસાગરની ચેતવણી પરથી અપાઇ હતી. મધ્ય પેસીફિક મહાસાગર દરિયાઇ તળિયાનું તાપમાન ૦.૫થી ૦.૭ ડિગ્રી સેલ્સીયસ અનુભવે તેવી ધારણા છે. રાઠોડે કહ્યું હતું કે, હવામાન ખાતાએ ચોમાસાની મુશ્કેલીનો વર્તારાનો સંકેત આગોતરો જ પકડી લીધો હતો અને નીતિ ઘડનારાઓને સમયસર ચેતવ્યા હતા.

દરમ્યાન, એક તરફ મહારાષ્ટ્ર, કર્ણાટક, ગુજરાત અને રાજસ્થાન પર દુકાળના ઓછાયા છવાયા છે તો બીજી તરફ નૈઋત્યના ચોમાસાએ ઉત્તર-પૂર્વીય ભારતમાં મહેર કરી દીધી છે. પશ્ચિમ બંગાળ, ઓરિસ્સા, ઝારખંડ, પશ્ચિમ ઉત્તરપ્રદેશ, હિમાચલ પ્રદેશ, પશ્ચિમ મધ્યપ્રદેશ, મધ્ય મહારાષ્ટ્ર, વિદર્ભ અને છત્તીસગઢને વીતેલા ૨૪ કલાકમાં ભારે વરસાદથી તરબતર કરી નાખ્યાં છે.

ઉત્તરભારતમાં પણ દિલ્હીને થોડી રાહત આપતાં વરસાદે સતત બીજા દિવસે પણ હેલી જારી રાખી હતી. ભારે વરસાદે નીચાણવાળા વિસ્તારોમાં પાણી ભરાયા હતા તો તાપમાનનો પારો પણ ગગડાવ્યો હતો.

રક્ષાબંધનના પર્વની પૂર્વ સંધ્યાએ અમદાવાદમાં સાયન્સ સિટી રોડ પર આવેલી સ્વામિનારાયણ સ્કૂલમાં વિદ્યાર્થીઓએ બનાવેલી ૬૬૧ ફૂટ લાંબી રાખડીનું નિદર્શન. (તસવીર : રમેશ દવે)

# ગુજરાત, હિમાચલમાં નવે.માં ચૂંટણી ?

**પંચ મોટાભાગે ઓક્ટો.માં જાહેરાત કરશે**

નવી દિલ્હી, તા. ૧ : વિધાનસભા ચૂંટણીના આગામી દોરમાં ગુજરાત અને હિમાચલ પ્રદેશની ચૂંટણીઓ, ૨૦૦૭થી વિપરીત (જેમાં મતદાન ૧૯ ડિસેમ્બર સુધી ખેંચાઇ હતી) રહી કદાચ નવેમ્બરમાં જ યોજાઇ જશે. ચૂંટણીપંચ તો હિમાચલ પ્રદેશમાં તો તમામ રાજકીય પક્ષોએ નવેમ્બરના પ્રથમ પખવાડિયામાં એક જ દિવસનું મતદાન ગોઠવવા કરેલી માગણીઓની તરફેણ કરતી વલણ ધરાવતું હોવાનું નિર્વાચન સદનના સૂત્રો જણાવે છે.

બે કે વધુ રાજયોમાંની ચૂંટણીઓનો સમયાવધિ એકમેકની નજીક આવતી હોય તેવા કેસમાં તેઓની તારીખો જોડી દેવાની (ક્લબિંગ) પંચનું ધોરણ રહ્યું છે તે જોતાં હવે ગુજરાતમાંય ચૂંટણીની તારીખો આગળ કરી નવેમ્બરમાં ગોઠવાય તે નિશ્ચિત છે. ૨૦૦૭માં ગુજરાતમાં ૧૧ અને ૧૬ ડિસેમ્બર એમ બે તબક્કે ચૂંટણી યોજાઇ હતી. આ વેળા ગુજરાતમાં નવેમ્બરના બીજા પખવાડિયામાં, સંભવિતપણે દિવાળી (જે ૧૩ નવેમ્બરે છે) બાદ થવા સંભવ છે.

૨૦૦૭માં હિમાચલ પ્રદેશમાં મતદાન બે તબક્કે થયું હતું. તે એક માસના ગાળામાં હતું. લાહૌલ-સ્પિતિ, કિન્નોર અને ભારમોર જેવા હિમાચ્છાદિત મતવિસ્તારોમાં ૧૪ નવેમ્બરે યોજાઇ ગયા બાદ બીજો તબક્કો છેક ૧૯ ડિસેમ્બરે યોજાયો હતો.

ગુજરાત વિધાનસભાની મુદત તો જાન્યુઆરીમાં પૂરી થનાર છે તે છતાં પંચ તો રાજ્ય વિધાનસભા ચૂંટણી નવેમ્બરના બીજા પખવાડિયામાં ગોઠવવાની શકયતા તપાસી રહ્યું છે.

# પવાર આજથી ગુજરાતની મુલાકાતે

**દુષ્કાળ જેવી સ્થિતિની સમીક્ષા કરશે : કોંગ્રેસ દ્વારા રજૂઆત કરાશે**

અમદાવાદ, તા. ૧ (અમારા પ્રતિનિધિ તરફથી) : ગુજરાતની બે દિવસની મુલાકાતે આવે રહેલા કેન્દ્રીય કૃષિમંત્રી શરદ પવાર સમક્ષ રાજ્યમાં ઊભી થયેલી દુષ્કાળની પરિસ્થિતિમાં મહત્તમ મદદરૂપ થવા ગુજરાત કોંગ્રેસનું પ્રતિનિધિમંડળ રજૂઆત કરશે અને ગુજરાતની પ્રવર્તમાન પરિસ્થિતિથી માહિતગાર કરશે.

આવતીકાલે સાંજે ૬-૦૦ કલાકે કેન્દ્રીય કૃષિમંત્રીને પ્રદેશ કોંગ્રેસ સમિતિના પ્રમુખ અર્જુનભાઇ મોઢવાડિયા, વિપક્ષ નેતા શક્તિસિંહ ગોહિલ, પ્રચાર સમિતિના ચેરમેન શંકરસિંહ વાઘેલા, સિદ્ધાર્થ પટેલ, નરહરિ અમીન તેમજ એનસીપીના પ્રમુખ જયંતભાઇ પટેલ વગેરે અગ્રણીઓ વિરોધપક્ષના નેતાના બંગલે રૂબરૂ મળીને ગુજરાતની દુષ્કાળગ્રસ્ત પરિસ્થિતિનો ચિતાર આપશે અને કેન્દ્રમાંથી ગુજરાતને મહત્તમ મદદ મળે તે માટેની માગણી કરશે

ગુજરાત વિધાનસભા વિરોધપક્ષના નેતા શક્તિસિંહ ગોહિલે જણાવ્યું હતું કે, દુષ્કાળની પરિસ્થિતિમાં પણ વાહિયાત નિવેદનો કરીને ભાજપ રાજકારણ રમે છે તેને વખોડી કાઢે છે. કેન્દ્રસરકાર પાસેથી પણ જે કાંઇ મદદની જરૂરિયાત હોય તે રાજનીતિથી ઉપર ઊઠીને મેળવવામાં કોંગ્રસપક્ષે સંપૂર્ણ સાથે રહેવાની ખાતરી આપી છે.

શ્રી ગોહિલે કહ્યું કે, ગુજરાતમાં જ્યારે દુષ્કાળભરી પરિસ્થિતિ ઊભી થઇ છે ત્યારે ગુજરાતની ભાજપ સરકારે ખેડૂતો, માલધારીઓ કે ગુજરાતની જનતાની ચિંતા કરીને કેન્દ્ર સરકાર પાસે વાસ્તવિક પરિસ્થિતિનો અહેવાલ રજૂ કરીને મદદની માગણી કરવી જોઇએ.

# વિકાસકામો માટે ગ્રામપંચાયતોને હવે વિના ટેન્ડરે પાંચ લાખના ખર્ચની સત્તા

**મોદીની અધ્યક્ષતામાં મળેલી કેબિનેટની બેઠકનો નિર્ણય**

અમદાવાદ, તા. ૧ (અમારા પ્રતિનિધિ તરફથી) : ગુજરાત રાજ્ય પંચાયતી રાજની સ્વર્ણિમ જયંતીની ઉજવણી નિમિત્તે રાજ્યની તમામ ૧૩૯૯૬ ગ્રામપંચાયતોને સ્થાનિક વિકાસના કામો વગર ટેન્ડરે કરવાની રૂા. ૨ લાખ સુધીના ખર્ચની સત્તા વધારીને રૂા.૫ લાખ સુધી કરવાનો નિર્ણય રાજ્ય સરકારે કર્યો છે.

મુખ્યમંત્રી નરેન્દ્રભાઇ મોદીના અધ્યક્ષસ્થાને આજે મળેલી મંત્રીમંડળની બેઠકમાં લેવાયેલા નિર્ણય અંગે માહિતી આપતાં રાજ્ય સરકારના પ્રવક્તા મંત્રી જયનારાયણ વ્યાસ અને સૌરભભાઇ પટેલે જણાવ્યું હતું કે, ગ્રામીણ ક્ષેત્રમાં વિકાસના કામોની વહીવટી પ્રક્રિયા ઝડપી અને સરળ બનાવવા માટે પ્રત્યેક ગ્રામપંચાયતને રૂા.૨ લાખને બદલે રૂા.૫ લાખ સુધીના કામો વગર ટેન્ડરે કરી શકશે, જ્યારે રૂા.૫ લાખથી ઉપરવાળા કામો ગ્રામપંચાયતોને સોંપવામાં આવે તો ટેન્ડર પદ્ધતિ દ્વારા કરવાના રહેશે.

પ્રવક્તા મંત્રીઓએ જણાવ્યું હતું કે, ગ્રામપંચાયતો સ્થાનિક લોકસુખાકારીના કામો જેવા કે આંતરિક ગ્રામ રસ્તા, સિંચાઇના જળસ્રોતો, સામૂહિક વિકાસ, આરોગ્યસેવા, શાળાના ઓરડા, પંચાયતઘર, કોમ્યુનિટી હોલ, પીવાનું પાણી, નાળાં જેવા કામો તથા આયોજન મંડળ દ્વારા તાલુકા વિકાસ અધિકારી અથવા જિલ્લા પંચાયતને અમલીકરણ એજન્સી તરીકે સોંપવામાં આવતાં કામો પણ રૂા.૫ લાખ સુધી વગર ટેન્ડરે કરી શકશે.

# ૧૦ ટકા લોકો જીવે છે માત્ર રૂા. ૧૭માં !

**સરકારી સર્વેમાં આવેલું તથ્ય : શહેરી ગરીબોનો માસિક ખર્ચ રૂા. ૭૦૨**

નવી દિલ્હી તા.૧ (પીટીઆઇ) આર્થિક સુધારાઓના બે દાયકા અને સર્વસમાવેશક (ઇન્કલુઝિવ) વૃદ્ધિના ઢોલ પીટાતા રહ્યા છતાં ગ્રામીણ ભારતની સિકલમાં તે થકી ખાસ કોઇ બદલાવ નથી લાવી શકાયો, કારણ કે વસતિના દસ ટકા લોકો પ્રતિ દિન રૂા. ૧૭ની નજીવી રકમ પર જીવી રહ્યા છે.

કુટુંબ ગ્રાહક ખર્ચ અંગે ૨૦૧૧-૧૨ના વર્ષના જારી થયેલા સરકારી સર્વે મુજબ ભારતની ગ્રામીણ વસતિના સૌથી ગરીબ દસ ટકા લોકો પ્રતિ માસ રૂા. ૫૦૩.૪૯નો સરેરાશ માસિક માથા દીઠ ખર્ચ (એમપીસીઇ) ધરાવે છે. તેઓના શહેરી સમકક્ષ લોકોની હાલત થોડીક બહેતર છે. તેઓનો દૈનિક માથાદીઠ ખર્ચ રૂા. ૨૩.૪૦ થવા જાય છે.

જુલાઇ ૨૦૧૧થી જુન ૨૦૧૨ દરમિયાનના સમયગાળા માટેના નેશનલ સેમ્પલ સર્વે ઓર્ગનાઇઝેશન (એનએસએસઓ)ના સર્વેના ૬૮મા રાઉન્ડની વિગત મુજબ શહેરી વસતિના સૌથી ગરીબ એવા દસ ટકા લોકોની એમપીસીઇ રૂા. ૭૦૨.૨૬ થવા જાય છે.

૧૯૯૧માં આર્થિક સુધારા અમલી કરાયા પછીના બે દાયકા બાદ આ સર્વે હાથ ધરાયો છે અને તેની નેમ છે દેશના લોકોના જીવનધોરણના માપનનું છે.

આ આંકડા તો ૨૦૦૯-૧૦ના વર્ષ માટે આયોજન પંચે ગણતરી કરી શહેરી વિસ્તારોમાંની રૂા. ૨૮.૬૫ની ગરીબીરેખા અને ગ્રામીણ વિસ્તારમાંની રૂા. ૨૨.૪૨ની ગરીબીરેખાના આંક (જે ગયા માર્ચમાં જારી કરાયા હતા) કરતા ઘણા જ નીચા છે. પંચના આંકડા જણાવે છે કે શહેરી વિસ્તારોમાંની વસતિના સીત્તેર ટકા લોકો, રૂા. ૪૩.૧૬ના રોજિંદા ખર્ચ પર જીવે છે.

# મીઠાંની જમીન મામલે નવો વળાંક

**મીઠા ઉદ્યોગકારોની રજૂઆતને પગલે દિલ્હી હાઇકોર્ટે અંતિમ આદેશ ઠેલ્યો, મનાઇ હુકમ આપ્યો**

ભુજ, તા. ૧ : ગાંધીધામના બહુચર્ચિત મીઠાની લીઝની જમીનના મામલે સર્વોચ્ચ અદાલતે મીઠા ઉદ્યોગકારોની અરજી ફગાવ્યા બાદ ઉદ્યોગકારોએ દિલ્હી હાઇકોર્ટમાં ચાલતા મૂળ કેસમાં પક્ષકાર તરીકે જોડાઇને કરેલી રજૂઆતને પગલે હાઇકોર્ટે પોતાનો આખરી ચુકાદો ૨૨ ઓગસ્ટ સુધી ઠેલી ત્યાં સુધી કંડલા પોર્ટ ટ્રસ્ટ વિરુદ્ધ વચગાળાનો મનાઇ હુકમ આપ્યો છે.

મળતી વિગતો અનુસાર મીઠાના હેતુ માટે લીઝ ઉપર અપાયેલી જમીનો ૩૦ વર્ષની મુદ્દત પૂર્ણ થતાં પરત લઇ પુનઃ હરાજી કરવા અંગે દિલ્હી હાઇકોર્ટમાં ચાલતી જાહેર હિતની અરજી અનુસંધાને સર્વોચ્ચ અદાલતમાં પછડાટનો સામનો કરનારા મીઠા ઉદ્યોગકારો મૂળ કેસ જ્યાં ચાલે છે તે હાઇકોર્ટમાં સેન્ટર ફોર પબ્લિક ઇન્ટરેસ્ટ લિટિગેશન સાથે પક્ષકાર તરીકે જોડાયા હતા.

દિલ્હી હાઇકોર્ટમાં ઉદ્યોગકારોએ એવી પણ રજૂઆત કરી હતી કે, કેપીટી જે ભાવ નક્કી કરે તે ભરવા તેઓ તૈયાર છે.

હાઇકોર્ટે રજૂઆત સાંભળીને આજે તેના દ્વારા અપાનારો અંતિમ આદેશ ૨૨મી ઓગસ્ટ સુધી મુલતવી રાખ્યો હતો અને એ દરમ્યાન કેપીટી આ જમીનો હસ્તગત કરવા તોડફોડ ન કરે તેવો વચગાળાનો મનાઇ હુકમ આપતાં ઉદ્યોગકારો માટે નવી આશાનું કિરણ જાગ્યું છે.

અત્રે ઉલ્લેખનીય છે કે, બંદર પ્રશાસને જમીનો પોતાના હસ્તક લઇ લીધા બાદ તે ખાલી કરાવવાની પ્રક્રિયા આરંભતાં નારાજ ઉદ્યોગકારો જિલ્લા કોર્ટ, ગુજરાત હાઇકોર્ટ બાદ સુપ્રીમ કોર્ટ સુધી ગયા હતા. કેપીટીની કેવિયેટને આધારે સર્વોચ્ચ અદાલતે પણ ઉદ્યોગકારોની અરજી ફગાવતાં કેપીટી માટે માર્ગ મોકળો કર્યાનું જણાતું હતું, પરંતુ આજના ઘટનાક્રમે મામલામાં નવો વળાંક આવ્યાનું સૂત્રોએ કહ્યું હતું.

# ભાગ્ય વિધાતા, હવે મહેર કર !

**કચ્છમાં ગંભીર સ્થિતિ : ત્રણ તાલુકામાં તો એક છાંટોય નથી પડયો**

**હૃષિકેશ વ્યાસ તરફથી**

અમદાવાદ, તા. ૧ : ગુજરાતમાં ધીમી ધારે વરસી રહેલા વરસાદે ભલે આશા જન્માવી હોય પરંતુ સૌરાષ્ટ્ર અને કચ્છમાં હજુ પણ વરસાદ માટે ખેડૂતો આકાશ સામે મીટ માંડીને બેઠા છે. સૌરાષ્ટ્રમાં મોસમનો માત્ર ૯૭ મી.મી. એટલે કે ૧૫ ટકા જેટલો જ વરસાદ થયો છે જ્યારે કચ્છમાં તો અતિ ગંભીર સ્થિતિ છે. કચ્છમાં અત્યાર સુધીમાં મોસમનો કુલ વરસાદ ૯ મી.મી. એટલે કે ૨.૪૬ ટકા જેટલો જ વરસાદ થયો છે. કચ્છના અબડાસા, લખપત અને નખત્રાણા તાલુકાઓમાં તો પાણીનું ટીંપુ પણ પડ્યું નથી. વરસાદ વિહોણા આ ત્રણ તાલુકા સિવાયના કચ્છના અન્ય તાલુકાઓમાં પણ ન કહી શકાય તેવો વરસાદ થયો છે, માત્ર ગાંધીધામ અને રાપરમાં અત્યાર સુધીમાં ૩૫ મી.મી . જેટલો વરસાદ થયો છે.

સૌરાષ્ટ્રમાં પણ વરસાદની સ્થિતિ સમય જતા ગંભીર બની રહી છે. સૌરાષ્ટ્રમાં અત્યાર સુધીમાં સૌથી ઓછો મોસમનો સરેરાશ વરસાદ પોરબંદર જિલ્લામાં ૪૩ મી.મી. એટલે કે ૬.૧૭ ટકા અને જામનગર જિલ્લામાં ૫૯ મી.મી. એટલે કે ૯.૮૨ ટકા વરસાદ થયો છે. આ ઉપરાંત જૂનાગઢ જિલ્લામાં મોસમનો સરેરાશ વરસાદ ૯૬ મી.મી. એટલે કે ૧૦.૫૬ ટકા, અમેરેલી જિલ્લામાં ૯૮ મી.મી. એટલે કે ૧૫.૯૨ ટકા, સુરેન્દ્રનગર જિલ્લામાં ૮૨ મી.મી. એટલે કે ૧૫.૧૭ ટકા વરસાદ પડ્યો છે. જ્યારે વરસાદ થયો હોવાનું સંતોષ માની શકાય તેમ રાજકોટ જિલ્લામાં મોસમનો સરેરાશ વરસાદ ૧૧૨ મી.મી. એટલે કે ૧૮.૯૬ ટકા તેમજ ભાવનગર જિલ્લામાં ૧૪૨ મી.મી. એટલે કે ૨૫.૧૯ ટકા વરસાદ નોંધાયો છે.

કચ્છમાં ખેડૂતો વરસાદના અભાવે ખરીફ વાવણી કરી શક્યા નથી. અત્યાર સુધીમાં કચ્છમાં માત્ર ૧.૩૫ લાખ હેકટર વિસ્તારમાં જ ખરીફ વાવણી થઇ શકી છે. કચ્છમાં ખેડૂતોએ કપાસનું ૦૦.૬૨ લાખ હેકટર વિસ્તારમાં અને મગફળીનું ૦૦.૪૬ લાખ હેકટર વિસ્તારમાં વાવેતર કર્યું છે. આ ઉપરાંત ગુવાર સીડનું ૦.૦૪ લાખ હેકટર વિસ્તારમાં, શાકભાજીનું ૦.૦૭ લાખ હેકટર વિસ્તારમાં, ઘાસચારાનું ૦.૧૦ લાખ હેકટર વિસ્તારમાં, બાજરીનું ૦.૦૨ લાખ હેકટર વિસ્તારમાં, તેમજ મગનું ૦.૦૧ લાખ હેકટર વિસ્તારમાં વાવેતર શક્ય બન્યું છે. કચ્છના કેટલાક ખેડૂતોએ ખરીફ કઠોળ મઠનું નહીવત વાવેતર પણ કર્યું છે.

## શિરડીમાં 'અનામી' સાંઇભક્તે કર્યું સવા કરોડના હીરાનું દાન !

શિરડી, તા. ૧ : 'સાંઇ શ્રદ્ધા'ની પરાકાષ્ઠાના પુરાવા રૂપ એક ઘટનાક્રમમાં એક અજાણ્યા સાંઇભક્તે અહીંના સુપ્રસિદ્ધ સાંઇ બાબા મંદિરને એક કરોડ ૧૮ લાખ રૂપિયાની કિંમતના હીરાનું દાન આપ્યું હતું. સાંઇબાબા મંદિરનાં સંચાલક ટ્રસ્ટના અધિકારીઓએ આજે જણાવ્યું હતું કે, જેમાં રોકડ રકમનું દાન નાખવાનું હોય, તે દાન પેટીમાં ગઇકાલે સોનાના ચગદામાં જડેલા હીરા મળી આવ્યા હતા. ત્રણ અને બે કેરેટના આ તમામ હીરા કુલ્લ મળીને રૂા. એક કરોડ અઢાર લાખની કિંમતના છે. જોકે આ હીરાનું દાન આપનાર દાતા કોણ છે, તે જાણી શકાયું નથી, તેવું તેમણે ઉમેર્યું હતું. આટલી જંગી કિંમતના કિંમતી હીરા અને તે પણ પોતાનું નામ જાહેર કર્યા વિના કોઇ સાંઇ ભક્તે દાનમાં આપ્યા હોય તેવો આ પ્રથમ પ્રસંગ છે, તેવું ટ્રસ્ટના અધિકારીઓએ જણાવ્યું હતું.

## પહેલા પાનેથી...

ભુજમાં ગાય અને ગૌવંશના પશુઓની કતલ માટેના ગેરકાયદે કતલખાના ચલાવવાના કેસમાં પકડાયેલા તમામ નવ આરોપીઓ સામે બુધવારે પાસાનું શસ્ત્ર ઉગામી પોલીસ અને વહિવટી તંત્રએ ધાક બેસાડતું પગલું લીધું હતું. પાસામાં ધરપકડ બાદ આ ઇસમોને વિવિધ જેલોમાં લઇ જવા બહાર કઢાયા તે વેળાના દ્રશ્યો. (તસવીર : ભરત ભટ્ટ)

### ભુજ ગૌહત્યા કેસ

રાજકોટ, સોહેબને ભાવનગર, હુશેનને જામનગર, જાકબને જુનાગઢ, કાસમને સુરત, અયુબને નડિયાદ, મૌસીનને મહેસાણા અને ભચુને પાલનપુર ખાતેની જેલમાં પાસામાં ધરપકડ બાદ કડક પહેરા તળે મોકલી અપાયા હતા.

ગત તા. ૧૫મી જુલાઇના વહેલી પરોઢે કચ્છ પોલીસની ગુનાશોધક શાખા, સ્પેશ્યલ ઓપરેશન ગ્રુપ અને શહેર પોલીસની ટુકડીના વિશાળ કાફલાએ હિંમતભેર અને સતર્કતાથી ઓપરેશન હાથ ધરી શહેરના ભીડ નાકા બહારના સોનાપુરી વિસ્તારમાં મસ્જીદ એ સલ્ફિયા નજીક અલગઅલગ બે મકાનમાં ચાલતા ગાય અને ગૌવંશના કતલખાના પકડી પાડયા હતા. આ પ્રકરણમાં કતલ માટે રખાયેલા ગાય અને વાછરડાઓને પણ બચાવાયા હતા. આ બનાવના કચ્છભરમાં ઘેરા પ્રત્યાઘાત પડયા હતા.

દરમ્યાન ભુજના કતલખાનાના આ ગંભીર પ્રકરણ બાદ એલ.સી.બી. પી.આઇ. વી.આર. મલ્હોત્રાએ આ તમામ આરોપીને પાસા તળે લેવા દરખાસ્ત કરી હતી. જેને જિલ્લા મેજિસ્ટ્રેટ એમ. થેન્નારસને મંજૂરીની મહોર મારી વોરન્ટ ઇસ્યૂ કર્યા હતા. આ પછી જિલ્લા પોલીસ અધીક્ષક બિપિન આહિરેના માર્ગદર્શન તળે એક પછી એક આ નવેય ઇસમને પાસામાં લઇ ધાક બેસાડતું અભૂતપૂર્વ પગલું અમલી બનાવાયું હતું.

અત્રે ઉલ્લેખનીય છે કે ભુજના ગૌહત્યાના કિસ્સાના જિલ્લાભરમાં ઘેરા પ્રત્યાઘાત પડયા હતા. જિલ્લા મથક ભુજમાં વિશાળ મૌન રેલી કઢાઇ હતી. તો વિવિધ તાલુકા મથકે પણ રેલીઓ કાઢી આવેદનપત્ર પાઠવી ગૌહત્યાના વિરોધમાં લાગણી પ્રદર્શિત કરાઇ હતી. ભુજમાં શ્રી મા સાહેબ ચેરિટેબલ ટ્રસ્ટના નેજા હેઠળ યુવાનોએ ચાર દિવસ સુધી ઉપવાસ આંદોલન પણ કર્યું હતું. આ તમામ વિરોધાત્મક કાર્યક્રમો સમયે વહીવટી અને પોલીસ તંત્રએ નશ્યતરૂપ કાર્યવાહી કરવાની ખાત્રી આપી હતી. જેનું આજે પાલન કરાયું હતું.

અત્રે ઉલ્લેખનીય છે કે એકસાથે નવ ઇસમ પાસામાં ગયા હોય તેવો કચ્છનો આ પ્રથમ બનાવ બની રહ્યો છે. જેના કારણે ભારે ફફડાટ વ્યાપી ગયો છે.

### પૂણેમાં બોમ્બ ધડાકા

આ ઘટનામાં ઘાયલ થયો છે. ઘટનાની જાણ થતાં ધસી આવેલા સુરક્ષાદળોએ વિસ્તારને કોર્ડન કરી લીધો હતો. સમગ્ર ગુજરાત-મહારાષ્ટ્રમાં એલર્ટ કરી દેવાયું છે.

ટીવી ચેનલોના અહેવાલ અનુસાર જંગાલી મહારાજ માર્ગ ઉપર ૫૦૦ મીટરના અંતરે એક પછી એક પાંચ વિસ્ફોટકો ફૂટતાં ભારે ભય ફેલાવા સાથે લોકોએ નાસભાગ કરી હતી.

છેલ્લામાં છેલ્લા અહેવાલ અનુસાર ત્રણ વિસ્ફોટ સાઇકલ ઉપર થયા હતા જ્યારે ચોથો ધડાકો બાલ ગંધર્વ થિયેટર ઓડિટોરિયમ નજીક થયો હતો.

એ પણ નોંધનીય છે કે નવા ગૃહમંત્રી શિંદે આજે સાંજે આ નગરમાં આવવાના હતા ત્યારે જ બનેલી ઘટનાએ ભારે હડકંપ મચાવ્યો હતો. હજુ સુધી કોઇ આતંકવાદી જૂથે આ ઘટનાની જવાબદારી લીધી નથી.

### માલધારી જખ્મી

દૂર સુધી ફંગોળાયા હતા. કપુરાશી અને કોટેશ્વર વચ્ચે આવેલી ચોકી ખાતે આ ઘટના બની હતી.

આ લખાય છે ત્યારે તમામ ભોગ બનનારાને વધુ સારવાર માટે રાત્રે ભુજ ખસેડાઇ રહ્યા છે. તે પૈકીના એક જણને સાથળમાં વધુ ઇજા થઇ છે. તમામને મુખ્યત્વે પગમાં ઇજાઓ થઇ છે. સેલના છરા કદાચ શરીરમાં રહી ગયા હોય તેવી આશંકા સાથે તબીબોએ ભોગ બનનારાને નિરીક્ષણ હેઠળ રાખવાની સલાહ આપી છે.

ઘાયલો પૈકીના કાનાભાઇએ જલ્દી આવો નહીંતર અમે મરી જશું તેવો સંદેશ તેના પરિવારના સભ્યોને ભાનમાં આવ્યા બાદ આપ્યો હતો. આ પછી કુટુંબીજનો, શાળાના શિક્ષક રાજુભાઇ દેસાઇ અને સી.આર.સી. બિપિન મોદીએ ૧૦૮ એમ્બ્યુલન્સને બોલાવી હતી. આ પછી સૌ બુદ્ધુ બંદર પહોંચ્યા હતા. જ્યાં પાંચેય ઇજાગ્રસ્તો ફેંકાઇ ગયેલી હાલતમાં મળ્યા હતા. ઘાયલોને પ્રથમ વર્માનગર અને દયાપર સારવાર અપાઇ હતી. બનાવની જાણ થતાં ભોગ બનનારના પરિવારજનોએ કરેલી રોક્કડ થકી વાતાવરણ કરુણ બન્યું હતું. એક ઘાયલને લોહી બંધ જ ન થતાં તે હાલતમાં તેને ભુજ મોકલાયો હતો.

આ કિસ્સામાં પશુપાલકોની ગાયો પણ જખ્મી થઇ છે. આ ગાયો માટે લખપત તાલુકા પંચાયતના ઉપપ્રમુખ હાસમભાઇ નોતિયારે સારવાર માટેની વ્યવસ્થા કરાવી હતી. તો કપુરાશીના યુવાનો ઇશ્વર ગઢવી, ભરતદાન ગઢવી, અમરદાન ગઢવી, હરેશ વ્યાસ, જીવાભાઇ રબારી વગેરે ઘાયલોને મદદરૂપ બન્યા હતા.

અત્રે ઉલ્લેખનીય છે કે આ રબારી પરિવારના જીવાભાઇ રબારીને બે વર્ષ પહેલાં રાષ્ટ્રીય સ્વંયસેવક સંઘ દ્વારા વધુ ગાયો ધરાવવા બદલ રાજકોટ ખાતે એવોર્ડ અપાયો હતો. ભોગ બનનારા ગરીબ પરિવારના સભ્યો છે. પાનધ્રો સરપંચ વિક્રમસિંહ સોઢા, ભાણજીભા સોઢા વગેરેએ આ પરિવારોને મદદરૂપ થવા દાતાઓને અપીલ કરી હતી.

બનાવ બાબતે બુદ્ધુ બંદર સીમાદળ ચોકીને જાણ કરાતાં ત્યાંથી પણ જવાનોને બનાવના સ્થળે મોકલાયા હતા.

### ઓલિમ્પિકમાં ફિક્સિંગ !

આપણી નહીં નૈતિક મૂલ્યોની જીત છે.

૮ ખેલાડી ડિસ ક્વોલીફાઇ થવાનો સીધો ફાયદો ભારતીય જોડી જ્વાલા ગુટ્ટા અને અશ્વિની પોનપ્પાને થયો છે. ગઇકાલે આ ભારતીય જોડી સિંગાપોરની જોડી સામે જીતી જવા છતાં પોઇન્ટ અંતરના આધારે બહાર થઇ ગઇ હતી. હવે તે કવાર્ટર ફાઇનલમાં પહોંચી ગઇ છે. જે ખેલાડીઓને સસ્પેન્ડ કરાયા છે તેમાં ચીનની ટોચની યૂ યાંગ અને વાંગ શિયાઓલી, દ. કોરિયાની જુંગ કયુંગ અને કિમ છે. આ ઉપરાંત ઇન્ડોનેશિયાની મેલિયાના જૌહરી તેમજ પોલી ગ્રેસિયા છે.

આ ખેલાડીઓને તેમના આગલા રાઉન્ડમાં નબળા હરીફનો સામનો કરવો પડે અથવા તો તેમના જ દેશની ટીમ સામે ટકરાવું ન પડે એ માટે મેચ ગુમાવી હતી. પોઇન્ટ ટેબલમાં ઉલટફેર કરવા આ તમામ ખેલાડી હારવા માટે મેદાને પડી હતી. આ મામલો ત્યારે શંકામાં આવ્યો જ્યારે ચીની જોડી આસાનીથી ડેનમાર્ક સામે હારી ગઇ.

### કેજરીવાલ

હોસ્પિટલમાં ખસેડીને ઉપવાસ તોડાવશે. જેની સામે અણ્ણાએ આજે ચેતવણી ઉચ્ચારી હતી કે જો ઉપવાસીઓ સાથે કોઇપણ પ્રકારનો બળપ્રયોગ કરવામાં આવશે તો પછી તેઓ વાટાઘાટમાં ઉતરશે જ નહીં. બીજીબાજુ દિલ્હી પોલીસે ટીમ અણ્ણાને ઉશ્કેરણીજનક ભાષણો નહીં કરવાની ચેતવણી આપી દીધી હતી.

કેજરીવાલ હવે બેસવાની સ્થિતિમાં પણ નથી, તેમને તાવ છે. તેઓ સૂતા સૂતા જ વાત કરી રહ્યા છે. ટીમ અણ્ણા કોર કમિટીએ ડાયાબિટીસના દર્દી કેઝરીવાલને અનશન છોડવાનું કહ્યું છે અને અન્ય કોઇ સભ્ય ઉપવાસ આગળ વધારશે તેવું સૂચન પણ કર્યું હતું. પરંતુ કેજરીવાલ રાજી થયા નથી. તબીબોએ બંનેને હોસ્પિટલ લઇ જવાની સલાહ આપી છે. અણ્ણાના અનશનનો પણ આજે ચોથો દિવસ હતો અને પીઢ ગાંધીવાદીની તબિયત હજી પ્રમાણમાં સારી છે.

આજે કોર કમિટીની એક બેઠક બાદ હઝારેએ જંતરમંતર ઉપર ઉપસ્થિત સમર્થકોને સંબોધતા આત્મહત્યાના પ્રયાસના કાયદા તળે ઉપવાસ આંદોલન વિખેરી નાખવાની આશંકાના સંદર્ભમાં કહ્યું હતું કે કોઇ વ્યક્તિ આપઘાત ક્યારે કરે છે ? જ્યારે તે કોઇ મુશ્કેલીમાં હોય. પણ અરવિંદને શું મુશ્કેલી ! તે તો દેશ માટે લડી રહ્યા છે. આ લડાઇ જ સરકારને કનડે છે અને તેમને હોસ્પિટલ પહોંચાડી દેવા માગે છે. પણ જો સરકાર કોઇને પણ દબાણથી અનશન સ્થળેથી હટાવશે તો પછી સરકાર સાથે કોઇ જ વાર્તાલાપને અવકાશ રહેશે નહીં.

# ભારતીય વિજ્ઞાનીને સૌથી સમૃદ્ધ એવોર્ડ

**ભૌતિકશાસ્ત્રી અશોક સેનને ૧૬.૭ કરોડનું ઇનામ**

નવી દિલ્હી, તા. ૧: અલ્હાબાદની હરીશચંદ્ર રિસર્ચ ઇન્સ્ટિ.માં સ્ટ્રીંગ થીઅરિસ્ટ તરીકે કાર્યરત થીઅરેટિકલ ફિઝિસિસ્ટ અશોક સેનને તેમના આવિષ્કારે રાતોરાત માલામાલ અને વિખ્યાત બનાવી દીધા છે : પ્રથમ યુરી મિલ્નર ફન્ડામેન્ટલ ફિઝિકસ પુરસ્કારના કુલ નવ વિજેતાઓ પૈકીના તેઓ એક છે અને આ પારિતોષિકમાં ઇનામ પેટે રૂા. ૧૬.૭ કરોડ અપાય છે, (નોબેલ પુરસ્કાર વિજેતાને અપાતી રકમ કરતા આ રકમ ત્રણ ગણી છે, તેમજ નોબેલ પારિતોષિકમાં અવારનવાર બે યા ત્રણ વિજેતાઓ વચ્ચે ઇનામની રકમ વહેંચી દેવાતી હોય છે) જેની ગણના વિશ્વના સૌથી માતબર રકમના એકેડેમિક પ્રાઇઝ તરીકે થાય છે. આ પારિતોષિકના પ્રણેતા રશિયાના યુરી મિલ્નર નામના ભૌતિકશાસ્ત્રના પૂર્વ વિદ્યાર્થી છે, જેમને ૧૯૮૯માં ગ્રેજ્યુએટ સ્કૂલમાંથી ડ્રોપ આઉટ કરાયા બાદ ફેસબુક જેવી કંપનીઓમાં રોકાણો કરીને તે અબજોપતિ બની ગયા છે.

ફન્ડામેન્ટલ ફિઝિકસના યુવા સંશોધકોએ આપેલા પ્રદાન બદલ બિરદાવવા આ પુરસ્કારની નેમ છે. ૨૦૧૨ના ઉક્ત નવ વિજેતાઓ આવતા વર્ષ માટેના એવોર્ડી અંગે નિર્ણય કરવા સમિતિ રચે તેવી ધારણા છે.

# પાકિસ્તાને ફરી બતાવ્યો રંગ !

ઇસ્લામાબાદ, તા.૧ (પીટીઆઇ) : મુંબઇ હુમલામાં તેની ભૂમિકાને લઇને વિશ્વ સમક્ષ ઉઘાડા પડવા છતાં હુમલાની તપાસમાં સતત આડોડાઇ કરતા રહેલા પાકિસ્તાને વધુ એક વખત રંગ બતાવતાં કહ્યું કે, ૨૦૦૮ના મુંબઇ હુમલા સંદર્ભે નવી દિલ્હીએ જે પણ પુરાવા સોંપ્યા છે તે કોર્ટમાં ચાલી શકે તેવા નથી કેમકે બચાવપક્ષના વકીલોને ભારતીય અધિકારીઓની ઊલટતપાસ કરવાની મંજૂરી આપવામાં આવી નથી એમ એક મીડિયા અહેવાલમાં આજે જણાવવામાં આવ્યું હતું.

પાકિસ્તાનના ગૃહમંત્રીએ ભારતને ઔપચારિક રીતે એ બાબતની જાણ કરી આપી છે કે જે પુરાવાઓ પાકને સોંપવામાં આવ્યા છે તે લશ્કર-એ-તોયબાના કમાન્ડર ઝકી ઉર રહેમાન લખવી સહિત સાત પાકિસ્તાની સંદિગ્ધ સામેની સુનાવણી દરમ્યાન કોર્ટમાં માન્ય રહે તેમ નથી એમ ધ એક્સપ્રેસ ટ્રીબ્યુનના એક અહેવાલમાં જણાવવામાં આવ્યું હતું.

ગૃહમંત્રી અનુસાર આવું એટલા માટે છે કેમ કે જ્યારે ગત માર્ચ મહિનામાં એક પાકિસ્તાની તપાસપંચ મુંબઇ ગયું હતું ત્યારે તેમને ભારતીય અધિકારીઓની ઊલટતપાસ કરવાની મંજૂરી આપવામાં આવી ન હતી.

# કચ્છમિત્ર લીગલ ડેસ્ક

૦૨-૦૮-૧૨

## જાહેર નોટિસ
### ભીમદેવકા, તા.રાપર-કચ્છ

આ નોટિસથી દરેકને જાણ કરવામાં આવે છે કે, કચ્છ જીલ્લાના રાપર તાલુકાના મોજે ગામ : ભીમદેવકાની સીમના સર્વે નં.૧૫૩ પૈકી (દક્ષિણ તરફનો ભાગ) એ.૪-૦૦ ગુંઠા, હે.૧-૬૧-૮૮ જેના માલિક (૧) ભચુબેન રૂપા કોલી, (૨) મોતી રૂપા કોલી, (૩) દજા રૂપા કોલી, (૪) છગન રૂપા કોલી, (૫) રામા રૂપા કોલી, (૬) જેરામ રૂપા કોલી, (૭) જેતીબાઇ રૂપા કોલી, તમામ રહે.ભીમદેવકા, તા.રાપર-કચ્છ વાળાના પાવરદાર પાસેથી અમારા ગ્રાહકે અઘાટ વેચાણ રાખવાનો સોદો કરેલ છે.

જેથી ઉપરોક્ત જમીન પરત્વે કોઇનું પણ કોઇપણ જાતનું લેણું, લેખું કે હક્ક, હિસ્સો કે લાગ, ભાગ, ગીરો કે વર, વાંધો કે તકરાર હોય તો તે આ નોટિસ પ્રસિધ્ધ થયેથી દિવસ-૭ (સાત) માં અસલ આધારો સાથે નીચેના સરનામે જાણ કરવી. મુદત વિત્યે સદરહુ જમીન ઉપર અન્ય કોઇનો પણ કોઇપણ જાતનો હિસ્સો કે લાગ, ભાગ નથી અગર છે. તો જતો કરેલ છે તેમ માની અમારા ગ્રાહક ઉપરોક્ત જમીનનો અઘાટ વેચાણનો પાકો રજીસ્ટર્ડ દસ્તાવેજ બનાવી લેશે. ત્યારબાદ કોઇપણના વર, વાંધા બાબતે અમારા ગ્રાહક કે સદરહુ જમીનની કોઇ જવાબદારી રહેશે નહીં. જેની આથી દરેક વ્યક્તિએ નોંધ લેવી. તા.૧/૮/૧૨

**મનુભાઇ પી.રાજગોર**
દસ્તાવેજ લખનાર, એસ.ટી.ડેપાની પાસે, ''મોમાય ઝેરોક્ષ'' રાપર-કચ્છ. મો.૯૮૨૫૪ ૫૦૪૫૧

## જાહેર નોટીસ

આથી જાહેર જનતાને જાણ કરવામાં આવે છે કે, સ્વ.ગોવનજી લાધાજી સિંઘલ ની મિલકતો ગામ.વાઢાય ના રે.સવે નં.(૧)૨૯ (૨)૫૯/૧ (૩)૫૯/૩ (૪) ૭૨/૧ તેમજ જુના રે.સવે નં. (૫)૧૭૭, (૬)૨૦૧, (૭)૧૩૮, (૮)૭૨/૧, વાળા ખેતર તેમજ વાંઢાય ગામ મધ્યે આવેલ (૧)ખંઢેર નં.૫૦, તથા ખુલ્લો વાળો નં.૯૧ વાળી મિલકતોના વારસાઇ માલીક કબ્જેદાર રણજીતસિંહ ચાંદાજી સિંઘલ તથા મહોબતસિંહ ચાંદાજી સિંઘલ, રહે.વાંઢાય, તા.ભુજ-કચ્છ વાળાએ ટાઇટલ કલીયરન્સ સર્ટીફીકેટ મેળવવા માંગણી કરેલ છે, આ ઉપરોક્ત મિલકતો ઉપર કોઇ પણ વ્યકિતનો ભાર, બોજો, લીયન, હકક કે, કોઇ જગ્યાએ પ્રાઇવેટ કે, સરકારી કે, સહકારી બેન્ક માં જામીન ગીરી ઉપર હોયતો તે દિવસ-૭ સુધીમાં આધાર પુરાવા સાથે અમારી ઓફીસે જાણ કરશો. તે મુદતમાં કોઇપણ વ્યકિતનો વરવાંધો આવશે નહિં તો ટાઇટલ કલીયરન્સ સર્ટીફીકેટ આપી દેવામાં આવશે જેની જાહેર જનતાએ નોંધ લેવી.

સ્થળ.ભુજ-કચ્છ,તા.૦૧/૦૮/૧૨.

રણજીતસિંહ ચાંદાજી સિંઘલ
મહોબતસિંહ ચાંદાજી સિંઘલ

અમારી મારફતે
**ધનસુખ આર.વાઘાણી**
એડવોકેટ,
જુનાવાસ,સુખપર, તા.ભુજ-કચ્છ.

## જાહેર નોટીસ

હું હસમુખ S/o. કાનજીભાઇ રાવરીયા (પટેલ) આ નોટીસ થી જાહેર કરૂં છું કે મોજે વાંઢીયા, તા. ભચાઉની સીમના રે.સ.નં. ૫૩૦/૨ વાળું ખેતર મારા પિતા કાનજીભાઇ અખઇભાઇ રાવરીયાના ખાતે નોંધ નંબર ૬૧૬ થી આવેલ. મારા પિતાનું અવસાન થતાં અમુક ઇસમોએ ઉપરોક્ત ખેતરનું ખોટું અને બનાવટી પાવરનામું બનાવી તેના આધારે દસ્તાવેજો બનાવી નામ ટ્રાન્સફરની નોંધો પ્રમાણિત કરાવી લીધેલ છે. ઉપરોક્ત ખેતર હાલે ક્રિષ્ના ઓલિયો કેમ ઇન્ડિયા લિ. ના ખાતે ખાતા નંબર ૧૦૩૪ થી ચાલે છે. આ ખેતર અમારા ખાતે કરવા અંગેની કાર્યવાહી હાલે ચાલુમાં છે. જેથી આ ખેતર તેમની પાસેથી કોઇએ ખરીદવું નહી કે અન્ય કોઇ વ્યવહાર કરવો નહીં તેમજ કોઇ બોજો ઉત્પન્ન કરવો નહી તેમ છતાં કોઇ ખરીદશે કે કોઇ વ્યવહાર કરશે તો હું કે આ ખેતર જવાબદાર થશું નહી
તા : ૦૧/૦૮/૨૦૧૨, ભચાઉ-કચ્છ.
સહી : હસમુખ કાનજીભાઇ રાવરીયા (પટેલ)
અમારા મારફતે :
**વિશાલ ડી. કોટક** (એડવોકેટ)
સરકારી દવાખાના પાછળ, ભચાઉ-કચ્છ
મો. ૯૮૭૯૩ ૭૫૪૦૦

## જાહેર નોટિસ
### રામપર (અબડા)ના સર્વે નં. ૪૫૬/૧/પૈકી ૬ ક્ષેત્રફળ હે. ૧-૭૮-૦૬ અંગે

ઉક્ત ઠામ ખરીદવાનો સોદો અમારા અસીલે કોલી આમુ જખાર, રે. રામપર (અબડા) વાળા સાથે કરેલ છે. એ અંગે કોઇને કોઇપણ જાતનો વર-વાંધો હોય તો દિવસ-૭ (સાત)માં લેખિત આધારો સહિત જાણ કરવી. મુદત વિત્યે અમારા અસીલ દસ્તાવેજ રજીસ્ટર્ડ કરાવી લેશે. ત્યારબાદ અમારા અસીલ કે સદર ઠામ જવાબદાર રહેશે નહીં.

**વિમલા એ. આશર**
એડવોકેટ એન્ડ નોટરી
નલિયા-અબડાસા. ફોન: ૦૨૮૩૧-૨૨૨૮૪૧

## છૂટાછેડા અંગેની નોટિસ

આથી અમો આધોઇના **મોહન માલા ચાવડા** તેમજ **નાવીબેન માલા ચાવડા** અમારા લગ્ન ગામ લાકડિયા, તા. ભચાઉના **શાંતિબેન અમરા** તેમજ **વરજાંગ અમરા પરમાર** સાથે થયેલ, જેમની સાથે મનમેળ ન થતાં ભવિષ્યનો વિચાર કરી સમાજના આગેવાનો અને કુટુંબીજનોની હાજરીમાં છૂટાછેડા યાને લગ્ન વિચ્છેદ કરેલ છે. જેની નોંધ લેશો.
સ્થળ : સામખિયાળી
તા. ૧/૮/૨૦૧૨
અમારી મારફતે :
**સાજન એમ. શામળિયા**
ભચાઉ-કચ્છ. એડવોકેટ,
ગુજરાત હાઇકોર્ટ, ભચાઉ-કચ્છ.

# જડેશ્વર મંદિર માટે દાતાઓ દ્વારા દાનની જાહેરાત કરાઇ

ભુજ, તા. ૧ : શહેરના જયનગર વિસ્તારમાં નૂતન શિવાલય જડેશ્વર મહાદેવ મંદિરના જીર્ણોદ્ધાર માટે દાતાઓ દ્વારા દાનની જાહેરાત કરવામાં આવી હતી.

જડેશ્વર મહાદેવ મંદિરનું જીર્ણોદ્ધારકાર્ય લગભગ પૂર્ણતાના આરે છે. તાજેતરમાં બિદડાના ભાવનાબેન આશાપુરા લોજવાળા તરફથી એકાવન હજારનું દાન મળ્યું છે. આ ઉપરાંત જોશનાબેન પીનારા, વિનય ક્ષીર સાગર, જીતુભા સોઢા, હિતેન્દ્રસિંહ ચૂડાસમા, નવીનભાઇ ભાનુશાલી, અનિલભાઇ જોશી, તરૂણભાઇ સોની, નગરસેવક રાજેન્દ્રસિંહ જાડેજા વિ. તરફથી દાન આપવામાં આવ્યું છે. આગામી સપ્તાહમાં શિખરનું બાંધકામ પૂર્ણ થઇ જશે તેવું ગોરધનસિંહ સોઢા, નવલસિંહ જાડેજા, કાંતિભાઇ ગજ્જર વિ.એ. જણાવ્યું હતું.

# બારાતુ ખેડૂત જમીન ખરીદીમાં સુપ્રીમ કોર્ટે આપેલો વળાંક

## રાજ્ય સરકારે દાદ માગતા એક મહિના સુધી રૂકજાવનો આદેશ

ભુજ, તા. ૧ : કચ્છના એક ખેડૂતના પ્રકરણમાં રાજ્યની વડી અદાલતે બારાતુ ખેડૂત રાજ્યમાં જમીન ખરીદી કરી શકે છે તેવા ચુકાદા સામે રાજ્ય સરકારે સુપ્રીમ કોર્ટમાં દાદ માગી હતી. સુપ્રીમ કોર્ટે આ કિસ્સામાં હાલ પૂરતું ત્રીજી વ્યકિત જમીન ખરીદીમાં કોઇ વ્યવહાર નહીં કરી શકે તેવો વચગાળાનો હુકમ કર્યો છે.

ગુજરાત સહિત કચ્છમાં પરપ્રાંતીય કિસાનોએ મોટાપાયે જમીનોની ખરીદી કરી હતી અને દસ્તાવેજ નોંધાયા હતા. મહેસૂલી ચોપડે નોંધ પણ થઇ ગઇ હતી તેવા કિસ્સામાં કચ્છના કલેકટરે પરપ્રાંતીય ખેડૂતો ખેતીની જમીનો ખરીદી શકે નહીં તેવા હુકમો કરીને કચ્છમાં અનેક ગામોની ભૂમિ રાજ્યસાત કરવાનો હુકમ કર્યો હતો. વહીવટી તંત્રના નિર્ણય સામે કચ્છના વાંકુ ગામના એક બારાતુ ખેડૂતે હાઇકોર્ટમાં દાદ માગતા હાઇકોર્ટે ભારતનો કોઇપણ ખેડૂત ગુજરાતમાં જમીન ખરીદી શકે છે તેવો ચુકાદો આપ્યો હતો. આ ચુકાદા સામે રાજ્ય સરકાર સુપ્રીમમાં જતાં બે દિવસ પહેલાં સુપ્રીમ કોર્ટ એક મહિના સુધી કોઇપણ ખેડૂત તરફથી ત્રીજી વ્યક્તિના નામે નોંધમાં ફેરફાર કરી શકશે નહીં તેવો હુકમ કર્યો છે.

# મુંદરા બી.એડ. કોલેજમાં નવા છાત્રોને આવકારાયા

મુંદરા, તા. ૧ : અહીં એસ.ડી. શેઠિયા બી.એડ. કોલેજમાં નવા શૈક્ષણિક વર્ષ ૨૦૧૨-૧૩ વર્ષમાં પ્રવેશ લેનારા બી.એડ.ના વિદ્યાર્થીઓનો પ્રવેશોત્સવ યોજવામાં આવ્યો હતો. જેમાં વિદ્યાર્થીઓને કુમકુમ તિલક અને પેંડાથી મોં મીઠું કોલેજના આચાર્ય ડો. એલ.વી. ફફલે કરાવ્યું હતું. તાલીમાર્થીઓને અધ્યાપકો તેમજ વહીવટી કર્મચારીઓ દ્વારા આવકારવામાં આવ્યા હતા. કોલેજના પ્રાધ્યાપકોનો અને વહીવટી કર્મચારીઓનો પરિચય કરાવવામાં આવ્યો હતો. કોલેજમાં શિસ્ત અને તાલીમાર્થીઓના સર્વાંગી વિકાસની બાબતોની ચર્ચા કરવામાં આવી હતી. કોલેજમાં ચાલતી વિવિધ પ્રવૃત્તિઓ જેવી કે, રમતગમત સપ્તધારા અને અન્ય પ્રવૃત્તિઓની માહિતી આપવામાં આવી હતી.

## જનરલ પાવર ઓફ એટર્ની રદ્દ કર્યા અંગે જાહેર નોટિસ
### (ગામ-ગુંદાલા, તા. મુંદરા-કચ્છ) (રેવેન્યુ સર્વે નં. ૧૯૬)

આથી અમો **(૧) રોમતબાઇ ઇબ્રાહીમ કુંભાર, રહે. ગામ-રતાડિયા, તા. મુંદરા-કચ્છ (૨) સતાર ઇબ્રાહીમ કુંભાર, રહે. ગામ-ગુંદાલા, તા. મુંદરા-કચ્છ**વાળા જાહેર કરીએ છીએ કે **મુંદરા તાલુકાના મોજે ગામ-ગુંદાલાની સીમના રેવેન્યુ સર્વે નં. ૧૯૬, નામે 'રાણાઇ'**વાળા ઠામમાં અમારા વારસાઇ હક્કો રહેલા છે જે સંબંધે કાયદેસરની કાર્યવાહી કરવા અંગે અમોએ **જાકબ સલેમાન કુંભાર, રહે. ગામ-ગુંદાલા, તા. મુંદરા-કચ્છ**વાળાને જનરલ પાવર ઓફ એટર્ની આપેલ. હવેથી સદરહુ ઠામ સંબંધે અમો જાતે કાર્યવાહી કરીશું. જેથી તેઓને આપેલ પાવર ઓફ એટર્ની આ જાહેર નોટિસથી રદ કરીએ છીએ. જેથી હવે પછી સદરહુ પાવર ઓફ એટર્નીની રૂએ તેઓની સાથે અમારા નામે કોઇપણ જાતનો વ્યવહાર કરવો નહીં જેની સૌ લાગતાવળગતાઓએ સ્પષ્ટ નોંધ લેવી. સ્થળ : મુંદરા-કચ્છ, તા. ૨/૮/૨૦૧૨

**(૧) રોમતબાઇ ઇબ્રાહીમ કુંભાર (૨) સતાર ઇબ્રાહીમ કુંભાર**

અમારી મારફતે :-
**આર. કે. મહેશ્વરી** (એડવોકેટ અને નોટરી), **એસ. ડી. સોધમ** (એડવોકેટ)
૧૫, ગ્રાઉન્ડ ફ્લોર, આદર્શ ટાવર, મુંદરા-કચ્છ.

## પાવરનામું રદ કરવાની નોટિસ

આથી અમો નીચે સહી કરનારાઓ શ્રી વાલજીભાઈ વાસણભાઈ જરૂ તથા શ્રીમતી લખીબેન વાલજીભાઈ જરૂ, રહે. બંને ગામ: નિંગાળ, તા. અંજાર – કચ્છ વાળાઓ આ જાહેર નોટિસથી જાહેર જનતાને જાણ કરવામાં આવે છે કે, રાપર તાલુકાના ગામશ્રી રવ મોટી ના ખાતા નંબર ૧૫૩૮, ૧૫૩૯ તથા સુરબાવાંઢના ખાતા નંબર ૭૯, ૮૦ માં આવેલી ખેતીની જમીનોનો તમામ પ્રકારનો વહીવટ કરવા અમો સહી કરનારાઓએ શ્રી મહાબીર પ્રસાદ જૈન S/o. લાલ ચંદ જૈન, રહે. પ્લોટ નંબર ૫૭, વોર્ડ ૧૦/બી, ગાંધીધામ – કચ્છ વાળાને તા. ૨૦/૦૨/૨૦૧૦ના રોજે નોટરી શ્રી મુરારી શર્મા રૂબરૂ પાવરનામું આપવામાં આવેલ છે તે પાવરનામું અમો સહી કરનારાઓ ચાલુ રાખવા માંગતા ન હોઈ તેથી ઉપરોક્ત મિલકતોનો આપેલ પાવરનામું રદ યાને કેન્સલ કરેલ છે. તેથી ઉપરોક્ત મિલકતો શ્રી મહાબીર પ્રસાદ જૈન S/o. લાલ ચંદ જૈન પાસેથી કોઈએ પણ અમારા પાવરદાર તરીકે કોઈપણ જાતનો વ્યવહાર કરવો નહીં કે વેચાણથી ખરીદ કરવી નહીં, તેમજ ઉપરોક્ત મિલકતોનો દસ્તાવેજ રજીસ્ટર્ડ કરવો નહીં. આમ છતાં કોઈપણ શખ્સ ઉપરોક્ત મિલકતો અંગે શ્રી મહાબીર પ્રસાદ જૈન S/o. લાલ ચંદ જૈન સાથે કોઈપણ કાર્યવાહી કરવામાં આવશે અથવા વેચાણ વ્યવહાર કરવામાં આવશે તે વેચાણ વ્યવહારો/દસ્તાવેજો અમોને કબુલ મંજુર અને બંધનકર્તા રહેશે નહીં જેની સર્વેએ નોંધ લેવી. સ્થળ : અંજાર – કચ્છ. તા. ૩૧/૦૭/૨૦૧૨

**શ્રી વાલજીભાઈ વાસણભાઈ જરૂ**
**શ્રીમતી લખીબેન વાલજીભાઈ જરૂ**

અમારી મારફતે :
**મનોજ ડી. ચૌહાણ** એડવોકેટ એન્ડ નોટરી
**અક્ષત એમ. મહેશ્વરી** એડવોકેટ
''શ્યામ કુંજ'', ટી.પી. સ્કીમ નંબર ૩, અંતિમ ખંડ નંબર ૫૭૬/બી, અંજાર – કચ્છ.

## જાહેર નોટીસ

આ નોટીસથી સર્વેને જાણ કરવામાં આવે છે કે, કચ્છ જિલ્લાના માંડવી તાલુકાના ગામ : **રતાડીયા (નાના)** ના સર્વે નં. **૧૩૩/પૈકી-૪**, ખાતા નં.૫૩, હેક્ટર ૪-૮૫-૬૩ આરે, આકાર રૂા.૭.૫૦ પૈસા, વાળી જુની શરતની કપિત ખેતીની જમીન અમારા અસીલએ તેમના માલિક (૧) શ્રી ફકીર અલીમામદ કોલી, (૨) શ્રી સામત અલીમામદ કોલી, (૩) શ્રી રાણબાઇ અલીમામદ કોલી વા./ઓ. બાબુલાલ, (૪) શ્રી આઇસુબાઇ અલીમામદ કોલી વા./ઓ. આરત અને (૫) શ્રી વાલબાઇ અલીમામદ કોલી વા./ઓ.રામજી, રહે. તમામ રહે. તમામ રતડીયા નાના, તા.માંડવી-કચ્છ. વાળાના વહીવટકર્તા તે શ્રી લખમશી શીવજી આહીર, રહે.રાજપર, તા.માંડવી-કચ્છ. વાળા મારફતે અઘાટ વેંચાણ લેવા સોદો કરેલ છે. અને સુથીની રકમ ચુકવેલ છે.

ઉપરોકત ખેતીની જમીન પર કોઇ પણ શખ્સ, બેન્ક કે આસામીઓનું કોઇપણ પ્રકારનું લેણું, ગીરો હક્ક, વારસાઇ હક્કો કે ભરણપોષણના તેમજ અન્ય કોઇપણ પ્રકારના હક્કો પોષાતા હોયતો દિવસ-૭ (સાત)માં નીચે જણાવેલ સરનામે લેખિતમાં જાણ કરી, દસ્તાવેજી આધારો સિવાય વાંધો ગ્રાહ્ય રાખવામાં આવશે નહીં. તેમજ મુદત વિત્યે અમારા અમારા અસીલ અઘાટ વેચાણનો દસ્તાવેજ બનાવી લેશે. ત્યારબાદ સદર જમીનકે અમારા અસીલ કોઇપણ રીતે જવાબદાર રહેશે નહીં જેની સર્વેએ સ્પષ્ટ નોંધ લેવી.

તા.૧/૮/૨૦૧૨ — **હિતેશ આર. ઉકાણી**, તે ખરીદનારના એડવોકેટ

અમારી મારફતે
**પટેલ એસોસીએટસ**
**હિતેશ આર. ઉકાણી** મો.૯૪૨૯૧ ૨૫૦૩૦
**મુકેશ કે. પટેલ** મો.૯૮૨૫૫૭૩૭૪૬,
એડવોકેટસ, ગઢશીશા.

## જાહેર નોટિસ સામે વાંધાનો પ્રતિ જવાબ

આથી અમો નીચે સહી કરનાર અજયકુમાર શાંતિલાલ પંડ્યા, રહે. અંજાર-કચ્છવાળા સર્વે જાહેર જનતા તથા લાગતાવળગતાઓને આ જાહેર નોટિસ સામે વાંધાના પ્રતિ જવાબથી જાણ કરીએ છીએ કે મોજે અંજાર મધ્યે સીટી સર્વે વોર્ડ નં. ૧માં આવેલ મિલકતો ટી.પી. સ્કીમ નં. ૨, સીટી સર્વે સીટ નં. ૧૪૭, ફાઇનલ પ્લોટ નં. ૮૦૬/૧, સીટી સર્વે નં. ૮૪૩ તથા ફાઇનલ પ્લોટ નં. ૮૦૬/૨, સીટી સર્વે નં. ૮૪૪માં પાડવામાં આવેલ સબ પ્લોટો (૧) સબ પ્લોટ નં. ૮૦૬/૧+૮૦૬/૨/એ ક્ષે. ૩૯.૯૬ ચો.મી. (૨) સબ પ્લોટ નં. ૮૦૬૧+૮૦૬/૨/બી, ક્ષે. ૩૪.૯૪ ચો.મી. તથા (૩) (૧) સબ પ્લોટ નં. ૮૦૬/૧+૮૦૬/૨/સી, ક્ષે. ૪૪.૧૮ ચો.મી.વાળી મિલકત વેચાણ કરેલ છે અને તે સંબંધે કોઈ વાંધાઓ હોય તો દિવસ-૭માં રજૂ કરવા તે અંગેની જાહેર નોટિસ તા. ૭-૭-૨૦૧૨ના રોજ પ્રસિદ્ધ કરાવેલ તે સંબંધે મૂળશંકર કાંતિલાલ પંડ્યાએ તા. ૧૨-૭-૨૦૧૨ના રોજ દૈનિક પેપર કચ્છમિત્રમાં જે જાહેર વાંધાઓ નોંધાવેલ છે તે ખરા કે કાયદેસરના નથી. સદરહુ મિલકતમાં મૂળશંકર કાંતિલાલ પંડ્યાના કોઈ જ હક્ક કે અધિકાર રહેલા નથી. તા. ૧૨-૭-૨૦૧૨ના રોજ કચ્છમિત્ર દૈનિક પેપરમાં નોંધાવેલ વાંધાઓમાં આ મિલકતમાં મૂળશંકર કાંતિલાલ પંડ્યાએ પોતાના વટાંતકરના હક્કો રહેલા છે તેવું દર્શાવેલ છે જ્યારે તા. ૧૪-૭-૨૦૧૨ના રોજ આ વાંધાઓમાં સુધારો પ્રસિદ્ધ કરાવી પોતાના વારસાઈ હક્કો રહેલા છે તેવું દર્શાવેલ છે તે રીતે આ મૂળશંકર કાંતિલાલ પંડ્યા ખોટી હકીકતોવાળી નોટિસ પ્રસિદ્ધ કરાવી અમારી મિલકતને નુકસાન પહોંચાડી રહેલ છે જેનાથી કોઈએ ગેરમાર્ગે દોરાવવું નહીં અને આવી ખોટી નોટિસો પ્રસિદ્ધ કરાવવાથી અને તેના કારણે અમારી મિલકતની કિંમતને નુકસાન કરવા સબબ તેમજ અમોને થયેલ માનસિક આર્થિક નુકસાની સબબ અમો દિવાની તેમજ ફોજદારી રાહે કાર્યવાહી કરીશું જેની સર્વેએ નોંધ લેવી.
અંજાર (કચ્છ). તા. ૧-૦૮-૨૦૧૨

**અજયકુમાર શાંતિલાલ પંડ્યા**

અમારી મારફતે :
**દિનેશ જે. રાવલ, શૈલેશ સી. હર્ષ**
**સામતભાઈ ડી. ગઢવી, હાર્દિક એચ. રાવલ**
**હરેશ ડી. ચાવડા**-એડવોકેટ
તુરિયાવાડ, અંજાર-કચ્છ.

## જાહેર ખબર

આથી સર્વેને જાણ કરવાની કે, શહેર શ્રી ભુજ મધ્યે ખાટકી ફળિયા લગતા વ્હોરાના વચલા ફળિયામાં અને વ્હોરા મસ્જિદના સામેના ભાગે આવેલ સિટી સર્વે વોર્ડ નંબર ૩, સર્વે નોંધ નંબર ૨૦૧૮ની તે ટી.પી. સ્કીમ નં. ૫, અંતિમ ખંડ નાં. ૫૭૫ની કુલ્લ જમીન ભરપે માપે ૧૬૦-૯૦ ચો.મી. પૈકીની ખુલ્લી ખાલી જમીન ભરપે માપે ૪૧-૭૨ ચો.મી. તેના માલિકો : (૧) અબ્બાસ ફીદાઅલી હાલાઇ (વ્હોરા) તથા (૨) મુર્તઝા ફીદાઅલી હાલાઇ (વ્હોરા) રહે. બન્ને ભુજ-કચ્છના પાસેથી મારા અસીલે ખાલી કબજાથી અઘાટ ખરીદ કરવા નક્કી કરેલ છે, તો ઉપરોકત જમીનના વેચાણ સામે જો કોઇને કોઇપણ જાતનો વર-વાંધો-તકરાર હોય કે તેમાં અન્ય કોઇનો હક્ક-ભાગ-હિસ્સો હોય કે ઉપરોકત જમીન કે તેના દસ્તાવેજી આધારો સર જો કોઇનો લેણો-લેખો-બોજો હોય તો આ જાહેર ખબર છપાયેથી રોજ-૮માં નીચે જણાવેલ સરનામે લેખિત આધાર-પુરાવા સહિત જાણ કરવી, નહીં તો મુદત વિત્યે મારા અસીલ દસ્તાવેજ કરાવી લેશે, ત્યારબાદ ઉપરોકત જમીન કે મારા અસીલ કશી વાતે જવાબદાર રહેશે નહીં.
ભુજ-કચ્છ, તારીખ : ૧-૦૮-૨૦૧૨
મારી મારફતે :
**બિપિન એલ. ઠક્કર**, એડવોકેટ
૧૦૩, ગ્રાઉન્ડ ફલોર,
તપોવન એપાર્ટમેન્ટ, હાટકેશ મંદિર સામે,
જૂના સ્વામિનારાયણ મંદિર રોડ,
(પેલેસ રોડ) ભુજ-કચ્છ.

## ટાઇટલ કલીયરન્સ અંગે જાહેર નોટિસ

કચ્છ જીલ્લાના ભુજ તાલુકાના પેટા ગામ : માધાપર-જૂનાવાસની આથમણી સીમના રે.સર્વે નંબર ૩૬૭ પૈકીનો પ્લોટ નંબર-૧૪ માં મકાન નંબર ૧૪/૩ વાલાની જમીન ચો.મીટર ૪૮-૦૦ ના માપની જમીન ઉપર બાંધવામાં આવેલ મકાન જે શ્રીમતિ જાગૃતિબેન દિલીપકુમાર ઠક્કર, રહે.વિશાલનગર, જૂનાવાસ, માધાપર, તા.ભુજ-કચ્છ વાળાની સ્વતંત્ર માલીકી, કબ્જા, ભોગવટાની હોવાનું જણાવી ટાઇટલ કલીયરન્સ સર્ટીફિકેટ મળવા અમારી સમક્ષ માંગણી કરેલ છે.
ઉપરોક્ત મિલ્કત સંબંધમાં કોઇપણ વ્યક્તિ કે સંસ્થાને કોઇપણ પ્રકારે લેણું કે ભાર, બોજો કે હક્ક, હિત હોય કે સર્ટીફિકેટ ઇસ્યુ કરવા સામે વાંધો હોય તેણે આજથી દિન-૭ માં લેખીત આધાર પુરાવા સાથે અમારી સમક્ષ રજૂ કરવું. મુદત વિત્યે કોઇને વાંધો કે તકરાર ન હોવાનું માની ટાઇટલ કલીયરન્સ સર્ટીફિકેટ ઇસ્યુ કરવામાં આવશે. જેની સર્વેએ નોંધ લેવી. તા.૨/૮/૨૦૧૨

**હર્ષ પી.જોબનપુત્રા**
તે શ્રીમતિ જાગૃતિબેન દિલીપકુમાર ઠક્કરના એડવોકેટ

**પી.એસ.કેનીયા,**
**ભરત જે.જોષી,**
**હર્ષ પી.જોબનપુત્રા** (એડવોકેટ્સ)
નૂતન સોસાયટી, ભુજ-કચ્છ.
મો.૯૮૨૫૫ ૭૯૬૫૨

## જાહેર નોટીસ

આથી સર્વેને જાણ કરવામાં આવે છે કે, ભુજ તાલુકાનાં ભુજના રે. સર્વે નં. ૮૭૦ પૈકીની જમીન ઉપર ગુજરાત હાઉસીંગ બોર્ડ દ્વારા બનાવવામાં આવેલ રો-હાઉસ મકાનો જે ''કૈલાસ નગર''તરીકે ઓળખાય છે તે રો-હાઉસ મકાનો પૈકી રો-હાઉસ મકાન નંબર : ૧૦૫૫ વાળો જેનો પ્લોટ એરીયા ભરપે માપે : ૧૩૪.૮૩ ચો.મી.ના માપનો છે અને તે ઉપર આવેલ મકાન જેનો બાંધકામ વિસ્તાર : ૧૪૧.૪૪ ચો.મી.ના માપનો તેના સ્વતંત્ર માલિક, કબ્જેદાર શ્રી ભવાનજી ધનજી પટેલ (રામાણી) રહે. પદમપુર, તા. માંડવી-કચ્છના પાવરદાર શ્રી નિતીનભાઇ વસંતલાલ કેશવાણી, રહે. ભુજ-કચ્છ પાસેથી અમારા ગ્રાહકે અઘાટ વેંચાણ લેવા નક્કી કરેલ છે.

અમારા ગ્રાહકે વેચાણ લેવા નક્કી કરેલ ઉકત મિલ્કત પર કોઇનો કોઇપણ જાતનો હક્ક, હિસ્સો, લાગ-ભાગ, હિત સબંધ કે અધિકાર હોય કે કોઇના ગીરો કે જામીનગીરીનાં લીયન હોય તો આ નોટીશ પ્રસિધ્ધ થયેથી દિન-૮ માં નીચે જણાવેલ સરનામે આધાર-પુરાવાઓ સહીત જાણ કરવી, મુદ્દત વિત્યે અમારા ગ્રાહક ઉકત મીલ્કતનો અઘાટ વેંચાણનો પાકો દસ્તાવેજ કરાવી લેશે ત્યારબાદ સદર મીલ્કત કે અમારા ગ્રાહકની કોઇ જવાબદારી રહેશે નહીં જેની સર્વેએ નોંધ લેવી.
તા. ૨/૮/૨૦૧૨

**દિનેશ એલ. જોબપુત્રા**
ઠે. રામ કોમર્શીયલ, ઓધવધામ એપાર્ટમેન્ટ, ૭, બેઝમેન્ટ, બેન્કર્સ કોલોની, ભુજ-કચ્છ.મો. ૯૯૧૩૮ ૩૯૭૯૯

## જાહેર ખબર

આથી સર્વેને જાણ કરવાની કે, શ્રી ભુજ મધ્યે ભીડ નાકા બહાર સુરલભિટ્ટ મહાદેવ મંદિર રોડ પર માર્કેટિંગ યાર્ડથી ઉગમણે આવેલ ભુજની સીમના રેવ. સર્વે નંબર ૩૯૫/૧ પૈકીની જમીન હે. ૩-૭૨-૦૦ આરે કોમર્શિયલ હેતુ માટે બિનખેતીમાં ફેરવાતાં તેમાંના પ્લોટો પૈકી નીચે જણાવેલ પ્લોટો નંગ-૩ તેના માલિકો (૧) વિપુલા રાજેશભાઇ ઠક્કર, રહે. ભુજ-કચ્છ તથા (૨) નીલમબેન કૈલાશભાઇ ઠક્કર, રહે. ભુજ-કચ્છના પાસેથી મારા અસીલે ખાલી કબજાથી અઘાટ ખરીદ કરવા નક્કી કરેલ છે.

| અનુ. નં. | પ્લોટ નં. | ચો.મી. | ચો.વાર |
|---|---|---|---|
| ૧) | ૨૮ | ૧૬૦.૦૦ | |
| ૨) | ૩૦ | ૧૬૦.૦૦ | |
| ૩) | ૩૧ | ૧૬૦.૦૦ | |
| | કુલ્લ | ૪૮૦.૦૦ | |

તો ઉપરોકત પ્લોટોના વેચાણ સામે જો કોઇને કોઇપણ જાતનો વર-વાંધો - તકરાર હોય કે તેમાં અન્ય કોઇનો હક્ક-ભાગ, હિસ્સો હોય કે ઉપરોકત પ્લોટોની જમીન તેના દસ્તાવેજી આધારોસર જો કોઇનો લેણો-લેખો-બોજો હોય તો આ જાહેર ખબર છપાયેથી રોજ-૮માં નીચે જણાવેલ સરનામે લેખિત આધાર-પુરાવા સહિત જાણ કરવી, નહીં તો મુદ્દત વિત્યે મારા અસીલ દસ્તાવેજ કરાવી લેશે, ત્યારબાદ ઉપરોકત પ્લોટની જમીન કે મારા અસીલો કશી વાતે જવાબદાર રહેશે નહીં.
ભુજ-કચ્છ, તા. ૧-૦૮-૨૦૧૨
મારી મારફતે : **બિપિન એલ. ઠક્કર**, એડવોકેટ
૧૦૩, ગ્રાઉન્ડ ફલોર, તપોવન એપાર્ટમેન્ટ, હાટકેશ મંદિર સામે,
જૂના સ્વામિનારાયણ મંદિર રોડ, (પેલેસ રોડ), ભુજ-કચ્છ.

## જાહેર નોટીસનો જવાબ
### મોજે વરસામેડી,તા.અંજાર-કચ્છના રે.સર્વે નં.૮૭૬/પૈકી ૧ તથા ૮૭૬/પૈકી ૨

આથી અમો નીચે સહી કરનાર લખુ રામજીભાઇ ડાંગર તથા નારણ જેસંગ ડાંગર રહે.વરસામેડી,તા.અંજાર-કચ્છ વાળા સર્વે જાહેર જનતા તથા લાગતા વળગતાઓને આ જાહેર નોટીસના જવાબથી જાણ કરીએ છીએ કે,મોજે વરસામેડીના રે.સર્વે નં.૮૭૬ સબંધે રાજુલ પ્રિતમલાલ ભગવાનજી પ્રાગજી પાઠકના જનરલ પાવરદાર હિરજીભાઇ એમ.પાડલીયાએ તેમના એડવોકેટ કિરણ ડી.પટેલ મારફતે દૈનિક પેપર કચ્છમિત્રમાં તા.૨૬/૭/૨૦૧૨ના રોજ જે જાહેર નોટીસ આપેલ છે તે જાહેર નોટીસ સત્યથી વેગળી છે. તેઓએ એવો આક્ષેપ કરેલ છે કે તાલુકા તથા જીલ્લા કક્ષાના મહેસુલી અધિકારીઓ સાથે હળીમળી, મેળાપીપણુ કરી અમારી ગેરહાજરીમાં અમોને અજાણ રાખી ગેરરીતી આચરી જમીન હડપ કરેલ છે તે તમામ આક્ષેપ બે બુનિયાદ તથા પાયાવિહોણા છે.સર્વે નં.૮૭૬ વાળી ખેતીની જમીન અમારા વડીલ ડાંગર જેસંગ ગોવાને સ્પે.મહાલકારી સાહેબ,અંજાર સમક્ષ ચાલેલ કેશમાં થયેલ હુકમ તા.૨૩/૦૫/૬૮ વાળાથી આ જમીન ગણોતીયાની હેસીયતથી માલીકી હકકે પ્રાપ્ત થયેલ છે અને તે રીતે આ મિલકતના એકમાત્ર સ્વતંત્ર માલીક અને પ્રત્યક્ષ કબ્જેદાર અમારા વડીલ ડાંગર જેસંગ ગોવા બનેલ અને ત્યારબાદ ઉતરોતર વારસાઇ હકકથી અમોને પ્રાપ્ત થયેલ છે.આ જમીનમાં સ્વ.પ્રિતમલાલ ભગવાનજી પ્રાગજીનો કે તેમના વારસદારોનો કોઇ જ લાગભાગ હકક હિસ્સો આવેલ નથી, તેમ છતા અમારી જમીન માંથી ગેરલાભ મેળવવાના ઈરાદાથી ખોટી હકીકતો વાળી નોટીસ આપી અમારી મિલકતને વિવાદાસ્પદ બનાવી અમારી મિલકતને નુકશાન કરેલ છે તેમજ અમને પણ આ ગેરધારણે પ્રસિધ્ધ થયેલ નોટીસના કારણે જે કાંઇ માનસિક,આર્થિક નુકશાન થયેલ છે તે બદલ અમો ખોટી નોટીસ પ્રસિધ્ધ કરાવનાર વિરૂધ્ધ કાયદેસર કાર્યવાહી કરવાના અમારા હકકો અબાધીત રાખીએ છીએ. જેથી ઉપરોકત તા.૨૬/૭/૨૦૧૨ વાળી નોટીસથી કોઇએ ગેરમાર્ગે દોરાવુ નહી.

અંજાર (કચ્છ) તા.૧/૦૮/૨૦૧૨

લખુ રામજીભાઇ ડાંગર
નારણ જેસંગ ડાંગર

અમારી મારફતે :
**દિનેશ જે. રાવલ.**
**શૈલેષ સી. હર્ષ.સામતભાઇ ડી. ગઢવી.**
**હાર્દિક એચ. રાવલ. હરેશ ડી. ચાવડા** -એડવોકેટસ
ઠે. તુરીયાવાડ, અંજાર-કચ્છ.ફોન નં.૦૨૮૩૬-૨૪૬૫૪૪

## એડમીશન કમિટી ફોર પ્રોફેશનલ મેડીકલ એજયુકેશનલ કોર્ષિસ,
### (જી.એન.એમ. અને એ.એન.એમ. કોર્ષ)
### C/o. ડીન, બી.જે.મેડીકલ કોલેજ, અસારવા, અમદાવાદ-૧૬

સને ૨૦૧૨-૧૩ ના ડિપ્લોમા ઈન જનરલ નર્સીંગ એન્ડ મીડવાઈફરી અને એ.એન.એમ.કોર્ષમાં પ્રવેશ અંગે રૂબરૂ મુલાકાતનો કાર્યક્રમ

ધોરણ-૧૨ વિજ્ઞાન પ્રવાહ તેમજ સામાન્ય પ્રવાહમાં ઉત્તિર્ણ થયેલા જે ઉમેદવારોએ ઉપરોકત અભ્યાસક્રમોમાં પ્રવેશ માટે નિયત સમય મર્યાદામાં અને નિયત નમુનામાં અરજી કરેલ હોય તેવા ઉમેદવારોને સરકારી (જી.એન.એમ. અને એ.એન.એમ.) મ્યુનિસિપલ અને સ્વનિર્ભર (જી.એન.એમ. અને એ.એન.એમ.) નર્સિંગ સ્કુલોની સરકારી બેઠકો માટે શૈક્ષણિક વર્ષ ૨૦૧૨-૧૩ ના વર્ષ માટે પ્રથમ વર્ષમાં પ્રવેશ મેળવવા માટે રૂબરૂ મુલાકાતનો કાર્યક્રમ નીચે મુજબ છે.

ઉમેદવારોએ નીચેના સમય પત્રક પ્રમાણે પોતાના મેરીટ-માર્કસ અને મેરીટ નંબર મુજબની તારીખ અને સમયે પોતાના તમામ અસલ પ્રમાણપત્રો અને આંશિક ફી પેટે રૂા.૧૫૦૦૦/- રોકડા સાથે સ્વખર્ચે નીચે મુજબના સ્થળે હાજર રહેવા માટે જણાવવામાં આવે છે.નિર્ધારિત સમયે હાજર ન રહેનાર ઉમેદવારોને પ્રવેશ માટે કોઈ હકક દાવો રહેશે નહી. ઉમેદવારોને કોલ લેટર મળે કે ન મળે તો પણ પોતાના મેરીટ નંબર મેરીટ માર્કસ અને કેટેગરી મુજબ નીચે દર્શાવેલ તારીખ અને સમયે હાજર થવાનું રહેશે.

સ્થળ:- એડમીશન કમિટી ફોર પ્રોફેશનલ એજયુકેશનલ જી.એન.એમ.કોર્ષિસ, (જી.એન.એમ. અને એ.એન.એમ. કોર્ષ) બી.જે.મેડિકલ કોલેજ કમ્પાઉન્ડ, ટ્રોમા સેન્ટરની સામે, નવી સીવીલ હોસ્પીટલ કમ્પાઉન્ડ,અસારવા, અમદાવાદ-૧૬.

નોંધ:- ઈન્ટરવ્યુ કોલ લેટરથી પ્રવેશ મેળવવાની કોઈ ખાત્રી આપવામાં આવતી નથી. મેરીટ અને પસંદગીના ધોરણે બેઠકની ઉપલબ્ધતા પ્રમાણે પ્રવેશ ફાળવવામાં આવશે.તેથી રૂબરૂ મુલાકાત માટે આવેલ દરેક ઉમેદવારોને પ્રવેશ મળે તેની કોઈ ગેરન્ટી નથી.
નીચે મુજબનો પ્રવેશ અંગેનો વિગતવાર કાર્યક્રમ આ સમિતિની વેબસાઈટ www.diplomanursing.in ઉપર પણ ઉપલબ્ધ છે.

| Date & Time | Time | Category | General Category Merit No. FROM | General Category Merit No. TO | Merit Marks FROM | Merit Marks TO |
|---|---|---|---|---|---|---|
| | 9.00 AM | PH of all Category | 1 | 26 | | |
| | 10.00 AM | Widow/Deserted/Orphan /Committed Girls of all Category | 1 | 17 | | |
| | | ANM/FHW Candidate | 1 | 7 | | |
| | | **Male Candidates Only** (ફકત પુરૂષ ઉમેદવારના મેરીટ નં. પ્રમાણે) | | | | |
| 07/8/12 મંગળવાર | 11.00 AM | ST/SC/SEBC/Open Category for the year of 2012, Science stream | 1 | 427 | 75.00 | 35.00 |
| | 2.00 PM | ST/SC/SEBC/Open category for the year of 2012, General stream | 428 | 1360 | 90.00 | 35.00 |
| | 4.00 PM | ST/SC/SEBC/Open category HSC passed before 2012, Science stream | 1361 | 1446 | 74.00 | 35.00 |
| | 4.30 PM | ST/SC/SEBC/Open category HSC passed before 2012, General stream | 1447 | 1695 | 86.00 | 35.00 |
| | | **Female Candidates Only** (જનરલ મેરીટ નંબર પ્રમાણે) | | | | |
| 08/8/12 બુધવાર | 10.00 AM | 2012 Science stream OPEN | 1 | 260 | 82.00 | 62.00 |
| | | ST | 1 | 38 | | |
| | | SC | 1 | 46 | | |
| | | SEBC | 1 | 103 | | |
| | 12.00 Noon | 2012 Science stream OPEN | 261 | 498 | 61.99 | 58.00 |
| | | ST | 39 | 88 | | |
| | | SC | 47 | 81 | | |
| | | SEBC | 104 | 199 | | |
| | 2.00 PM | 2012 Science stream OPEN | 499 | 752 | 57.99 | 54.80 |
| | | ST | 89 | 157 | | |
| | | SC | 82 | 123 | | |
| | | SEBC | 200 | 282 | | |
| | 4.00 PM | 2012 Science stream OPEN | 753 | 1010 | 54.79 | 52.00 |
| | | ST | 158 | 220 | | |
| | | SC | 124 | 152 | | |
| | | SEBC | 283 | 389 | | |
| 09/8/12 ગુરૂવાર | 10.00 AM | 2012 Science stream OPEN | 1011 | 1255 | 51.99 | 49.40 |
| | | ST | 221 | 282 | | |
| | | SC | 153 | 183 | | |
| | | SEBC | 390 | 489 | | |
| | 12.00 Noon | 2012 Science stream OPEN | 1256 | 1513 | 49.39 | 46.40 |
| | | ST | 283 | 364 | | |
| | | SC | 184 | 220 | | |
| | | SEBC | 490 | 587 | | |
| | 2.00 PM | 2012 Science stream OPEN | 1514 | 1754 | 46.39 | 41.40 |
| | | ST | 365 | 438 | | |
| | | SC | 221 | 248 | | |
| | | SEBC | 588 | 682 | | |
| | 4.00 PM | 2012 Science stream OPEN | 1755 | 1827 | 41.39 | 35.00 |
| | | ST | 439 | 466 | | |
| | | SC | 249 | 258 | | |
| | | SEBC | 683 | 709 | | |
| | | તા. ૧૦/૮/૧૨ શુક્રવાર અને તા. ૧૧/૮/૧૨ શનિવારની જાહેર રજા | | | | |
| 12/8/12 રવિવાર | 10.00 AM | 2012 General stream OPEN | 1828 | 2108 | 91.00 | 83.43 |
| | | ST | 467 | 498 | | |
| | | SC | 259 | 311 | | |
| | | SEBC | 710 | 831 | | |
| | 12.00 Noon | 2012 General stream OPEN | 2109 | 2425 | 83.42 | 81.09 |
| | | ST | 499 | 550 | | |
| | | SC | 312 | 346 | | |
| | | SEBC | 832 | 991 | | |
| | 2.00 PM | 2012 General stream OPEN | 2426 | 2701 | 81.08 | 79.84 |
| | | ST | 551 | 598 | | |
| | | SC | 347 | 404 | | |
| | | SEBC | 992 | 1112 | | |
| | 4.00 PM | 2012 General stream OPEN | 2702 | 3007 | 79.83 | 78.71 |
| | | ST | 599 | 677 | | |
| | | SC | 405 | 452 | | |
| | | SEBC | 1113 | 1244 | | |
| 13/8/12 સોમવાર | 10.00 AM | 2012 General stream OPEN | 3008 | 3305 | 78.70 | 77.57 |
| | | ST | 678 | 750 | | |
| | | SC | 453 | 500 | | |
| | | SEBC | 1245 | 1365 | | |
| | 12.00 Noon | 2012 General stream OPEN | 3306 | 3595 | 77.56 | 76.43 |
| | | ST | 751 | 821 | | |
| | | SC | 501 | 536 | | |
| | | SEBC | 1366 | 1506 | | |
| | 2.00 PM | 2012 General stream OPEN | 3596 | 3901 | 76.42 | 75.43 |
| | | ST | 822 | 926 | | |
| | | SC | 537 | 593 | | |
| | | SEBC | 1507 | 1614 | | |
| | 4.00 PM | 2012 General stream OPEN | 3902 | 4200 | 75.42 | 74.57 |
| | | ST | 927 | 1015 | | |
| | | SC | 594 | 637 | | |
| | | SEBC | 1615 | 1737 | | |
| 14/8/12 મંગળવાર | 10.00 AM | 2012 General stream OPEN | 4201 | 4507 | 74.56 | 73.65 |
| | | ST | 1016 | 1097 | | |
| | | SC | 638 | 706 | | |
| | | SEBC | 1738 | 1845 | | |
| | 12.00 Noon | 2012 General stream OPEN | 4508 | 4821 | 73.64 | 72.86 |
| | | ST | 1098 | 1205 | | |
| | | SC | 707 | 757 | | |
| | | SEBC | 1846 | 1960 | | |
| | 2.00 PM | 2012 General stream OPEN | 4822 | 5097 | 72.85 | 72.06 |
| | | ST | 1206 | 1295 | | |
| | | SC | 758 | 806 | | |
| | | SEBC | 1961 | 2056 | | |
| | 4.00 PM | 2012 General stream OPEN | 5098 | 5374 | 72.05 | 71.41 |
| | | ST | 1296 | 1393 | | |
| | | SC | 807 | 852 | | |
| | | SEBC | 2057 | 2153 | | |
| | | તા. ૧૫/૮/૧૨ બુધવારની જાહેર રજા | | | | |
| 16/8/12 ગુરૂવાર | 10.00 AM | 2012 General stream OPEN | 5375 | 5698 | 71.40 | 70.48 |
| | | ST | 1394 | 1511 | | |
| | | SC | 853 | 905 | | |
| | | SEBC | 2154 | 2246 | | |
| | 12.00 Noon | 2012 General stream OPEN | 5699 | 5992 | 70.47 | 69.86 |
| | | ST | 1512 | 1620 | | |
| | | SC | 906 | 948 | | |
| | | SEBC | 2247 | 2340 | | |
| | 2.00 PM | 2012 General stream OPEN | 5993 | 6346 | 69.85 | 69.00 |
| | | ST | 1621 | 1747 | | |
| | | SC | 949 | 1016 | | |
| | | SEBC | 2341 | 2443 | | |
| | 4.00 PM | 2012 General stream OPEN | 6347 | 6668 | 68.99 | 68.10 |
| | | ST | 1748 | 1859 | | |
| | | SC | 1017 | 1069 | | |
| | | SEBC | 2444 | 2547 | | |
| 17/8/12 શુક્રવાર | 10.00 AM | 2012 General stream OPEN | 6669 | 7060 | 68.09 | 67.03 |
| | | ST | 1860 | 1989 | | |
| | | SC | 1070 | 1150 | | |
| | | SEBC | 2548 | 2660 | | |
| | 12.00 Noon | 2012 General stream OPEN | 7061 | 7423 | 67.02 | 66.03 |
| | | ST | 1990 | 2118 | | |
| | | SC | 1151 | 1222 | | |
| | | SEBC | 2661 | 2774 | | |
| | 2.00 PM | 2012 General stream OPEN | 7424 | 7830 | 66.02 | 65.08 |
| | | ST | 2119 | 2274 | | |
| | | SC | 1223 | 1297 | | |
| | | SEBC | 2775 | 2886 | | |
| | 4.00 PM | 2012 General stream OPEN | 7831 | 8240 | 65.07 | 63.97 |
| | | ST | 2275 | 2413 | | |
| | | SC | 1298 | 1384 | | |
| | | SEBC | 2887 | 3000 | | |
| | | તા. ૧૮/૮/૧૨ શનિવારની જાહેર રજા | | | | |
| 19/8/12 રવિવાર | 10.00 AM | 2012 General stream OPEN | 8241 | 8634 | 63.96 | 62.81 |
| | | ST | 2414 | 2542 | | |
| | | SC | 1385 | 1461 | | |
| | | SEBC | 3001 | 3110 | | |
| | 12.00 Noon | 2012 General stream OPEN | 8635 | 9000 | 62.80 | 61.71 |
| | | ST | 2543 | 2678 | | |
| | | SC | 1462 | 1530 | | |
| | | SEBC | 3111 | 3217 | | |
| | 2.00 PM | 2012 General stream OPEN | 9001 | 9458 | 61.70 | 60.00 |
| | | ST | 2679 | 2836 | | |
| | | SC | 1531 | 1621 | | |
| | | SEBC | 3218 | 3336 | | |
| | 4.00 PM | 2012 General stream OPEN | 9459 | 9845 | 59.99 | 58.10 |
| | | ST | 2837 | 2953 | | |
| | | SC | 1622 | 1702 | | |
| | | SEBC | 3337 | 3445 | | |
| | | તા. ૨૦/૮/૧૨ સોમવારની જાહેર રજા | | | | |
| 21/8/12 મંગળવાર | 10.00 AM | 2012 General stream OPEN | 9846 | 10248 | 58.09 | 55.71 |
| | | ST | 2954 | 3087 | | |
| | | SC | 1703 | 1781 | | |
| | | SEBC | 3446 | 3550 | | |
| | 12.00 Noon | 2012 General stream OPEN | 10249 | 10644 | 55.70 | 52.71 |
| | | ST | 3088 | 3192 | | |
| | | SC | 1782 | 1864 | | |
| | | SEBC | 3551 | 3648 | | |
| | 2.00 PM | 2012 General stream OPEN | 10645 | 10962 | 52.70 | 49.14 |
| | | ST | 3193 | 3270 | | |
| | | SC | 1865 | 1921 | | |
| | | SEBC | 3649 | 3739 | | |
| | 4.00 PM | 2012 General stream OPEN | 10963 | 11263 | 49.13 | 35.00 |
| | | ST | 3271 | 3341 | | |
| | | SC | 1922 | 1993 | | |
| | | SEBC | 3740 | 3805 | | |
| 22/8/12 બુધવાર | 10.00 AM | HSC passed before 2012,Science stream OPEN | 11264 | 11571 | 77.40 | 35.00 |
| | | ST | 3342 | 3445 | | |
| | | SC | 1994 | 2053 | | |
| | | SEBC | 3806 | 3886 | | |
| | 12.00 Noon | HSC passed before 2012,General stream OPEN | 11572 | 11942 | 88.25 | 76.00 |
| | | ST | 3446 | 3540 | | |
| | | SC | 2054 | 2104 | | |
| | | SEBC | 3887 | 4037 | | |
| | 2.00 PM | HSC passed before 2012,General stream OPEN | 11943 | 12348 | | |
| | | ST | 3541 | 3656 | 75.99 | 71.14 |
| | | SC | 2105 | 2186 | | |
| | | SEBC | 4038 | 4176 | | |
| | 4.00 PM | HSC passed before 2012,General stream OPEN | 12349 | 12762 | 71.13 | 67.00 |
| | | ST | 3657 | 3788 | | |
| | | SC | 2187 | 2264 | | |
| | | SEBC | 4177 | 4301 | | |
| 23/8/12 ગુરૂવાર | 10.00 AM | HSC passed before 2012,General stream OPEN | 12763 | 13216 | 66.99 | 62.14 |
| | | ST | 3789 | 3922 | | |
| | | SC | 2265 | 2355 | | |
| | | SEBC | 4302 | 4426 | | |
| | 12.00 Noon | HSC passed before 2012,General stream OPEN | 13217 | 13660 | 62.13 | 57.00 |
| | | ST | 3923 | 4082 | | |
| | | SC | 2356 | 2453 | | |
| | | SEBC | 4427 | 4516 | | |
| | 2.00 PM | HSC passed before 2012,General stream OPEN | 13661 | 13999 | 56.99 | 52.00 |
| | | ST | 4083 | 4203 | | |
| | | SC | 2454 | 2523 | | |
| | | SEBC | 4517 | 4577 | | |
| | 4.00 PM | HSC passed before 2012,General stream OPEN | 14000 | 14335 | 51.99 | 35.00 |
| | | ST | 4204 | 4322 | | |
| | | SC | 2524 | 2601 | | |
| | | SEBC | 4578 | 4642 | | |

ચેરમેન

ક્રમાંક/સંમાનિ/અબદ/૮૬૭/૨૦૧૨

## તસવીરે બયાં

**ભુજની લાયોનેસ ક્લબ દ્વારા હાથલારી અપાઇ :** સભ્ય રીટા છાંટપારના કહેવાથી જરૂરિયાતમંદ હિતેન્દ્ર હંસરાજ જેઠીને હાથલારી અર્પણ કાર્યક્રમમાં લાયન્સ પ્રમુખ જગદીશભાઇ સોની, શૈલેશભાઇ માણેક, અરૂણ જૈન, લાયોનેસ પ્રમુખ હર્ષા મહેતા, મંત્રી પુષ્પાબેન સોની, તેજલ શાહ, નીમુબેન વોરા, કોકિલા મહેતા, બેલા શાહ, નીમુબેન મૈચા, દમયંતી પીનારા, દિવ્યાબેન વૈદ્ય, નયના માણેક, ધનાબેન શાહ, દીપાલી શુક્લ, મીના ભરત મહેતા, લતા કોઠારી વગેરે ઉપસ્થિત રહ્યા હતા. સંચાલન કમલાબેન ઠક્કરે કર્યું હતું.

સહજાનંદ રૂરલ ડેવલપમેન્ટ ટ્રસ્ટ, ભુજ વર્ષ ૧૨-૧૩ માટે કેશવકાન શૈક્ષણિક સહાય યોજના અંતર્ગત ગાંધીધામ તાલુકાની લક્ષ્ય શાળા કિડાણા અને કરુણા સંઘ બાલિકા શિક્ષણ કેન્દ્રને રૂા. એક લાખ પંદર હજારથી વધારે સાધન-સહાય કરાઇ હતી. જેમાં લાયબ્રેરી માટે પુસ્તકો, સિલાઇ મશીનો, ડિજિટલ કેમેરા, ખુરશીઓ તથા વહાણનો સમાવેશ થાય છે. ઉદ્‌ઘાટન સંસ્થાના નિયામક વિનોદભાઇ કેવરિયાએ કરતાં કહ્યું કે, સંસ્થા કચ્છના શિક્ષણ ક્ષેત્રે મદદરૂપ થઇ રહેલી છે.

એસ.આર.કે. ઇન્સ્ટિટયૂટ સાપેડા ખાતે ફ્રેશર પાર્ટી તથા એલ્યુમનીમીટ કાર્યક્રમની શરૂઆત પ્રિન્સિપાલ સુરભિ આહીર તથા સમસ્ત સ્ટાફગણ દ્વારા દીપપ્રાગટય દ્વારા કરાઇ હતી. એમ.બી.એ./બી.બી.એ. વિભાગના એચ.ઓ.ડી. ફરીદ ખોજાએ આવકાર આપ્યો હતો. ફ્રેશર વિદ્યાર્થીઓએ સોલો ડાન્સ, ગ્રુપ ડાન્સ તથા નાટક ભજવ્યા હતા. એલ્યુમની વિદ્યાર્થીઓએ પોતાના જૂના સંસ્મરણો તાજાં કરી મંતવ્યો વ્યક્ત કર્યા હતા. એક એલ્યુમની એસોસીએશન બનાવાયું હતું. વિદ્યાર્થીઓ દ્વારા પ્રિન્સિપાલને ભેટ પણ અપાઇ હતી તથા સુરભિ આહીર દ્વારા કોલેજના ફોટો ગેલેરી હોલનું ઉદ્‌ઘાટન કરાયું હતું. સંચાલન ટી.વાય.બી.બી.એ.ની વિદ્યાર્થિની કુ. ભીડે સુહાનીએ કર્યું હતું.

વિરાયતન ઇન્સ્ટિટયૂટ ઓફ બીબીએ અને બીસીએમાં -વેલકમ પાર્ટી ફ્રેશચિલ યોજાઇ હતી. આ પ્રસંગે નવી બેચના વિદ્યાર્થીઓનું વિરાયતન પરિવારમાં સ્વાગત કરાયું હતું. સંચાલક અનિલભાઇ જૈન, ડૉ. કુલકર્ણી, રજિસ્ટ્રાર રીતુ જૈન અને પ્રો. પરેશ ભાટિયા દ્વારા દીપ પ્રાગટય કરાયું હતું. વિદ્યાર્થીઓ દ્વારા ડાન્સ, નાટક, રચનાત્મક પ્રવૃત્તિઓનું પ્રદર્શન અને ડી.જે. રજૂ કરાયા હતા. લેકચરર્સ બિના ભાટિયા, ભાવના પટેલ, ભૂમિ મોદી, બંદિશ બારૂ, નિશાંત ચૌહાણ અને પ્રકાશ લાંભા અને પ્રગતિ દૈયા દ્વારા વિદ્યાર્થીઓને જુદા-જુદા એવોર્ડસ એનાયત કરાયા હતા. આ પ્રકારની પાર્ટી વિદ્યાર્થીઓમાં એક નવા જોશ અને ઉમંગનો સંચાર કરે છે અને સિનિયર વિદ્યાર્થીઓ સાથે બંધુત્વની ભાવના ખીલવે છે. રજિસ્ટ્રારે આયોજન બદલ અભિનંદન પાઠવ્યા હતા. આયોજન લેક્ચરર્સ વિમલ સોની અને હાર્દિક સોલંકીના માર્ગદર્શન હેઠળ થયું હતું.

ભચાઉ અંબાધામ ખાતે બે દિવસીય યજ્ઞપ્રસંગ ઉજવાયો હતો, કાર્યક્રમનું દીપ પ્રાગટય એડ. દિનેશભાઇ રાવલ, કશ્યપભાઇ જોશી, આયોજક અવિનાશભાઇ જોશી, રાજુભાઇ જોશી વિ.ના હસ્તે કરાયું હતું. (તસવીર : કમલેશ ઠક્કર)



મુંદરામાં ગ્રામ વિકાસ ચેરિટેબલ ટ્રસ્ટ સંચાલિત બ્યુટીપાર્લર અને સીવણના તાલીમના વર્ગોમાં મહિલાઓ તાલીમ લઇ રહી છે. કારોબારી સભ્યો વતી નીતાબેને મુલાકાત લેતાં હજુ પણ વધારે વર્ગો આપવાની માંગ કરાઇ હતી.

# ઢોરી સીમમાં આગથી ૮ કિ.મી.નું ઘાસ ખાખ

### વરસાદની ચિંતા વચ્ચે માલધારીઓ માટે 'પડ્યા પર પાટુ'

રાયધણપર (તા.ભુજ), તા. ૧ : તાલુકાના ઢોરી ગામની ઉત્તરાદી સીમમાં આગ લાગતા આઠ કિલોમીટરની ત્રિજયામાં ઘાસ બળી ગયું હતું.

આ અંગે ઢોરીના ઉપસરપંચ વિરમભાઇ ગાગલે જણાવ્યું હતું કે, બપોરે લાગેલી આગથી આઠ કિલોમીટરનો સીમાડો ભસ્મીભૂત થઇ ગયો છે. વરસાદની અછત વચ્ચે આ બનાવને પગલે પશુપાલકોએ કિંમતી ઘાસ ગુમાવ્યું હતું. બુધવારની બપોરે સીમાડે ભેંસો ચરાવતા ધના સવા ગાગલને ધુમાડા દેખાતાં આગ લાગી હોવાની જાણ યુવક અગ્રણી દામજીભાઇ વારોત્રાને કરી હતી અને તેમણે લાગતા-વળગતા ખેડૂતોને જાણ કરતાં આગ ઓલવવા પ્રયત્નો હાથ ધરાયા હતા.

બીજી તરફ ભુજથી સરપંચ કાનાભાઇ પટેલ અને ઉપસરપંચ વિરમભાઇએ અગ્નિશામક દળને જાણ કરી હતી. જો કે ૪ કલાકની જહેમતના અંતે ગામલોકોએ આગ કાબૂમાં લીધા પછી ભુજથી ફાયર બ્રિગેડ પણ પહોંચી આવી હતી. જો કે આગ જ્યાં લાગી હતી તે સીમાડો ગામથી ૭થી ૮ કિ.મી. ખાડા ટેકરાવાળો હોતાં સ્થળ સુધી પહોંચવામાં ફાયર બ્રિગેડને મુશ્કેલી પડી હતી.

આગને ઓલવવા ઢોરી ગામના ૭થી ૮ ટ્રેક્ટરો, ૨ જીપ અને ૫૦થી ૬૦ લોકોના કાફલાએ ઘટના સ્થળે પહોંચી આગ પર કાબૂ મેળવ્યો હતો. ગામલોકોએ જણાવ્યું કે, પવનની ગતિના કારણે આગને કાબૂમાં લેતાં નાકે દમ આવી ગયો હતો.

અત્રે ઉલ્લેખની છે કે, ઢોરી ગામના સીમાડામાં ગત વર્ષે પણ આગનો બનાવ બન્યો હતો.

# અમરગઢ ગામના વાડી વિસ્તારમાં ૧૪૮૧ બોરી બેનંબરી કોલસા ઝડપાયા

### નિરોણાના શખ્સનું નામ સપાટી ઉપર આવ્યું : મામાની વાડીએ માલ રાખ્યો'તો

ભુજ, તા. ૧ : નખત્રાણા તાલુકાના પાવરપટ્ટી વિસ્તારનાં નિરોણા નજીક આવેલા અમરગઢ ગામની એક વાડીમાંથી પોલીસની ગુનાશોધક શાખાએ રૂા. ૨,૨૨,૧૯૫ રૂપિયાની કિંમતનો બાવળિયા કોલસાનો ૧૪૮૧ બોરી જથ્થો પકડી પાડયો હતો.

આજે મોડીસાંજે હાથ ધરાયેલી આ કાર્યવાહીમાં પ્રાથમિક તપાસમાં એવું બહાર આવ્યું છે કે નિરોણાના રહેવાસી નરેશ તારાચંદ ભાનુશાલીએ આ બેનંબરી કાળો માલ તેના મામાની વાડીએ ભેગો કર્યો હતો.

સત્તાવાર સાધનોએ આ વિગતો આપતાં વધુમાં જણાવ્યું હતું કે ધુવાવાળી વાડીમાંથી કોલસાની આ ૧૪૮૧ બોરી મળી હતી. દરોડા સમયે વાડીમાં કોઇ હાજર ન હોવાથી કોઇ શખ્સ પકડાયો ન હતો. આ અંગેની આગળની કાર્યવાહી પોલીસ દ્વારા વનતંત્રને સુપરત કરવામાં આવી છે. પોલીસે આ કોલસા શક પડતી મિલ્કત તરીકે કબ્જે કર્યા હતા.

એલ.સી.બી. પી.આઇ. વી.આર. મલ્હોત્રાને મળેલી બાતમીના આધારે તેમના સ્ટાફના દિલીપસિંહ જાડેજા, વનરાજસિંહ ઝાલા અને દીપુભા સોઢા વગેરે આ કાર્યવાહીમાં જોડાયા હતા.

## ભંગેરા ખૂનકેસમાં છુટકારો

ભુજ, તા. ૧ : રાપર તાલુકામાં આડેસર પોલીસ મથક હેઠળ આવતા ભંગેરા ગામે જુલાઇ ૨૦૦૭માં બનેલા કચરાભાઇ વજાભાઇ ચાવડાની હત્યાના કેસમાં આરોપી પ્રેમજી ભચુ ચાવડાને અધિક સેશન્સ અદાલતે નિર્દોષ મુકત કરતો ચુકાદો આપ્યો હતો.

આ કેસની સુનાવણીમાં કુલ ૨૨ સાક્ષી તપાસાયા હતા. તો ૨૩ દસ્તાવેજી પુરાવા પણ ધ્યાને લેવાયા હતા. બન્ને પક્ષને સાંભળીને ન્યાયાધીશ બી.જી. દવેએ આરોપી પ્રેમજી ચાવડાને નિર્દોષ મુકત કરતો હુકમ કર્યો હતો. આ કેસમાં આરોપીના વકીલ તરીકે દિનેશભાઇ જોબનપુત્રા, સતીષ ચૌધરી અને કુશલ જોબનપુત્રા રહ્યા હતા.

## ભુજના પિસ્તોલ પ્રકરણમાં હથિયાર દેનારા તરીકે મૃતક યુવાનની સંડોવણી ખૂલી

ભુજ, તા. ૧ : શહેરમાં ભારતીય બનાવટની પિસ્તોલ પકડાવાના કેસમાં આ ગેરકાયદે હથિયાર જેની થોડા મહિના પહેલા ભુજમાં જૂની શાક મારકેટ નજીક હત્યા કરાઇ હતી તે સંદીપ કાન્તીલાલ ઠક્કર ઉર્ફે લાલા પાસેથી આવ્યાનું બહાર આવ્યું છે.

આ હથિયાર પ્રકરણમાં ભુજના મુરાદ અલ્લારખા મીરની પિસ્તોલ સાથે ધરપકડ કરાઇ હતી. તેની પૂછતાછમાં ઠેકેદાર પુત્ર એવા ભુજના મહિપાલસિંહ સુરૂભા ઝાલાનું નામ ખૂલતા પોલીસે તેની ધરપકડ કરી પોલીસે તેના એક દિવસના રિમાન્ડ મેળવ્યા હતા.

કેસના તપાસનીશ શહેર પોલીસના સબ ઇન્સ્પેક્ટર પી.વી. જાડેજાનો સંપર્ક કરતાં તેમણે જણાવ્યું હતું કે મહિપાલને આ પિસ્તોલ ભુજના સંદીપ ઠક્કર ઉર્ફે લાલાએ આપ્યું હતું. શહેરમાં થોડા સમય પહેલા જૂની શાક મારકેટ નજીક લાલાની હત્યા થઇ હતી.

કેન્દ્ર સરકારના ભ્રષ્ટ નેતાઓ સામે કાર્યવાહી મુદ્દે લડી રહેલા અણ્ણા હઝારેના સમર્થનમાં ભુજમાં ઇન્ડિયા અગેઇન્સ્ટ કરપ્શન શહેર સમિતિના નેજા હેઠળ પેન્શનર ઓટલા પાસે, મહાદેવ નાકે બહેનોએ પ્રતીક અનશનનો આરંભ કર્યો છે ત્યારે તેમાં સંસ્થાઓ, મંડળો અને ભ્રષ્ટાચારનો ભોગ બનેલાઓને જોડાવા આહવાન અપાયું છે. ઉપરોક્ત તસવીરમાં સમિતિના સભ્યો છાવણીમાં વિવિધ સૂત્રો સાથે નજરે પડે છે. (તસવીર : યોગેન ખત્રી)

# માંડવીના વેપારી સંગઠનો દ્વારા નવા ખોરાક નિયમન કાયદાનો વિરોધ

### નાના અને છૂટક વેપારીઓ માટે મુશ્કેલીરૂપ બનશે તેવી કેન્દ્રીય મંત્રી પાસે રજૂઆત

માંડવી, તા. ૧ : ખોરાક અને ઔષધ નિયમન તંત્ર ગાંધીનગર દ્વારા આગામી તા. ૪ ઓગસ્ટ સુધી ખાદ્યચીજનો વ્યવસાય કરતા તમામ વેપારીઓએ ફૂડ સેફ્ટી એક્ટ હેઠળ લાયસન્સ રજિસ્ટ્રેશન મેળવી લેવા ફરજિયાત કરાતાં માંડવી તાલુકા મરચન્ટ એસો. અને ધી કચ્છ માંડવી મરચન્ટ એસો.એ કાયદો નાના અને છૂટક વેપારીઓ માટે મુશ્કેલીરૂપ સાબિત થશે તેવું જણાવી વિરોધ કરતું આવેદનપત્ર કેન્દ્રીય મંત્રીને મોકલાવ્યું છે.

કેન્દ્રીય આરોગ્ય અને પરિવાર કલ્યાણ મંત્રી ગુલામનબી આઝાદને લખેલા આવેદનપત્રમાં માંડવી તાલુકા વેપારી સંગઠનના પ્રમુખ ઠા. હરેશ ઠાકરશી અને મંત્રી માલતીબેન એસ. લાલન તથા માંડવી મરચન્ટ એસો.ના પ્રમુખ લીનેશ કે. શાહ તથા મંત્રી ભદ્રેશ વી. શાહે જણાવ્યું હતું કે, વર્તમાન સમયમાં ભેળસેળ અંગેનો કાયદો અમલમાં હોતાં લાયસન્સ પ્રથા અમલમાં જ ન આવવી જોઇએ.

બે મેટ્રીક ટનથી વધારે ખાદ્યચીજની વસ્તુઓનો વેપાર કરતા વેપારીઓ માટે આ કાયદાની કોઇ જ પ્રકારની જરૂર નથી. હાથલારી તેમજ દુકાનમાં ખાદ્યસામગ્રી બનાવીને વેચતા અને વાર્ષિક ૧૨ લાખ રૂપિયાથી ઓછું ટર્નઓવર ધરાવતા છૂટક વિક્રેતાઓ કે જેમનું કોઇ સંગઠન નથી, તેમના માટે આ કાયદો તેમની રોજગારીમાં બાધારૂપ થઇ શકે છે.

વધુમાં જેઓ છૂટક ધંધો કરીને રોજી-રોટી મેળવે છે, તેમને આ બાબતની કોઇ જ જાણકારી નથી. તેમના માટે દંડ અને સજાની જોગવાઇ યોગ્ય નથી.

હોલસેલ વેપારીઓ, ખેડૂતો અને કૃષિ ઉત્પાદકો પાસેથી માલ ખરીદીને છૂટક વસ્તુનું વેચાણ કરતાં મધ્યમ વેપારીઓને આ કાનૂન લાગુ ન પાડવો જોઇએ. કારણ કે તેમના માટે રાજ્ય સરકારના બીજા નિયમો અમલમાં જ છે.

રજિસ્ટ્રેશન તથા લાયસન્સ માટે રજૂ કરવાના આધાર-પુરાવા તેમજ અન્ય માહિતી જેની કોઇ જ આવશ્યકતા નથી તેમ સંગઠનના અગ્રણીઓએ જણાવતાં ઉપર મુજબના મુદ્દાઓને ધ્યાનમાં લેતાં સદરહુ લાયસન્સ પ્રથા રદ થવી જોઇએ તેવી માગણી કરી હતી.

## જડોદરમાં ધાર્મિક સ્થળે મેળા નિમિતે કાર્યક્રમો યોજાયા

જડોદર (તા. નખત્રાણા), તા. ૧ : તાલુકાના જડોદર સ્થિત હાજી સાલેહપીર મેળાની ઉજવણી કરવામાં આવી હતી. આ પ્રસંગે કોટડા-જડોદર, કાદિયા ટોડીયા, મથલ તથા આસપાસના ગ્રામ વિસ્તારમાંથી બહોળી સંખ્યામાં મુસ્લિમ બિરાદરો હિન્દુઓ પીરની દરગાહે સલામ ભરી હતી.

તા. ૧-૭ના સાંજે ફોકરા-દરગાહે પહોંચ્યા હતા (મગરીબ નમાઝ બાદ) ન્યાઝ (પ્રસાદનું) આયોજન કરવામાં આવ્યું હતું. તા. ૨-૭ના રાત્રે તકરીર તેમજ ૩-૭ સવારે બખ-મલાખડાનો કાર્યક્રમ યોજાયો હતો. જેમાં અલામા અલ્ફાઝ હાજી મૌ અલીફ નકશબંદી (મુ.પ.લો.ઓ.ઇ. પ્રમુખ) તેમજ એ. હાસમ સાહેબ (ખનીબ-વ.ઇમામ કોટડા મઢ મસ્જીદ) તીલાવતી કલામ પાક,મૌલાના મોહમદ અનવરના અતખ્વાં મૌલાના હસન મૌલાના હાજી હુશેન જાકબ વિ. જોડાયા હતા.

બખ મલાખડાના વિજેતાઓને ઇનામો આપવામાં આવ્યા હતા. પ્રથમને ૫૫૦૦ દ્વિતીયને ૪૧૦૦, તૃતીયને ૨૫૦૦, ચોથે ૧૫૦૦, પાંચમા ક્રમે આવેલા મલ્લીને ૧૧૦૦ ઇનામ આપવામાં આવ્યું મુંજાવર મામદ વલીમામદ લતીફ સુલેમાન, મામદ ઇબ્રાહીમ સમેજા, ઇભલા હુશેન કોટડા જડોદર સુન્ની મુસ્લિમ સમાજે જહેમત ઉઠાવી હતી.

**ઝળૂંબતું જોખમ :** મહાદેવ નાકાં નજીક આવેલું પ્રભુદર્શન એપાર્ટમેન્ટ ભૂકંપ બાદ સૂનકાર બન્યું છે, અનેક મુશ્કેલીઓને લઇને ઘણાખરા રહેવાસીઓ ફ્લેટ ખાલી કરી ગયા છે, ત્યારે હવે આ ઇમારત રહેવાસીઓ માટે જુદી રીતે જોખમી બન્યું છે, બુધવારે એકાએક બારીના કાચ તૂટીને નીચે પડતાં ભય ફેલાયો હતો, ઉપરોક્ત દ્રશ્યમાં કાચ વિહોણી બારી અને ઇન્સેટમાં જમીન પર વિખરાયેલા કાચ. (કચ્છમિત્ર ફોટો)

# ભચાઉ પંથકમાં ટોળકી પકડાયા છતાં વધુ એક વાયર ચોરી થઇ

### પોલીસને એક સાંધે ત્યાં તેર તૂટે તેવી સ્થિતિ : ૯૫ હજારનો તાર ચોરાયો

ગાંધીધામ, તા. ૧ : ભચાઉ તાલુકાના વાડી વિસ્તારમાં પોલીસે કેબલ ચોર ટોળકીને ઝડપી પાડયા બાદ આજે વધુ એક કંપનીના ગોદામમાંથી કેબલ ચોરીનો બનાવ પ્રકાશમાં આવતાં પોલીસનો એક સાંધો ત્યાં તેર તૂટે જેવો તાલ થયો છે.

પોલીસના સત્તાવાર સાધનો પાસેથી જાણવા મળતી વિગતો મુજબ આ બનાવ ગત તા. ૩૧થી ૧૦ દિવસ પૂર્વે સુઝલોન કંપનીની ટ્રાન્સપોર્ટેશનની કામગીરી સંભાળતા નામાન્સન ટ્રાન્સપોર્ટ કંપનીના ગોદામમાં બન્યો હતો.

કંપનીના ચોતરફ ફેન્સીંગથી બંધાયેલા મેદાનમાં આવેલા ગોદામમાં કોઇ ચોર હરામખોરો પ્રવેશ કરી ૫૫૩ મિટર કેબલ તફડાવી ગયા હતા. ચોરાઉ મુદ્દામાલની કિંમત રૂા. ૯૫૦૦૦ આંકવામાં આવી છે. પોલીસે વડીબેલ વલુ સ્વામીની ફરિયાદના આધારે ગુનો નોંધી વધુ તપાસ હાથ ધરી છે. વધુ તપાસ ભચાઉ પી.આઇ. શ્રી જાડેજા ચલાવી રહ્યા છે. બનાવનો ભેદ ઉકેલાઇ જશે તેવો આશાવાદ પોલીસ સૂત્રોએ વ્યક્ત કર્યો હતો.

## અંજારમાં બંધ પડેલી માહિતી ખાતાની કચેરી શરૂ કરવા માંગ

અંજાર, તા. ૧ : અહીં બંધ કરી દેવાયેલી માહિતી ખાતાની કચેરી પુનઃ શરૂ કરવા રાજ્ય વેઠ પ્રથા નાબૂદી અને તકેદારી સમિતિએ માંગ કરી છે. સમિતિના ડાયરેક્ટર દ્વારા રાજ્ય સ્તરે કરાયેલી આ રજૂઆતમાં જણાવાયું છે કે ૨૦૦૧ના ભૂકંપ બાદ અહીં માહિતી ખાતાની કચેરી શરૂ કરાઇ હતી પરંતુ પાછળથી બંધ કરી દેવાઇ છે. અંજાર પંથકનું મુખ્યમથક હોઇ સરકારી વિવિધ યોજનાઓની માહિતી અને તે અંગેના સમાચાર તાલુકાના લોકોને મળી શકે તે માટે આ કચેરી પુનઃ શરૂ કરવા માંગ કરાઇ છે.

# બાળકો માટે મદરેસા સાથે શાળાનું શિક્ષણ આંખોની રોશની સમાન છે

ભુજ, તા. ૧ : દીની ઇલ્મ સાથે દુન્યવી શિક્ષણ પણ જરૂરી છે. બંને શિક્ષણ બે આંખોની રોશની સમાન છે તેવું મદરેસાએ ગુલઝારે અહેમદી દ્વારા આયોજિત વાર્ષિક પરીક્ષાના છાત્રોના ઇનામ વિતરણ પ્રસંગે સુન્ની મુસ્લિમ ફેડરેશનના પ્રમુખ અહેમદ ભટ્ટીએ જણાવ્યું હતું.

ફેડ.ના મહામંત્રી હાજી અલીમોહંમદ જતે જણાવ્યું હતું કે, બચપણથી જ બાળકોમાં મદરેસા અને શાળાઓમાંથી સંસ્કારો આવે છે.

આ પ્રસંગે પ્રથમ વિજેતાને શ્રી ભટ્ટી, બીજા નંબરને શ્રી જત તથા ત્રીજા નંબરે આવેલા છાત્રને સમા જાફરભાઇ તરફથી પ્રોત્સાહન ઇનામો, ઓસમાણ મલેક ઉપરાંત અ.લતીફ ખત્રી, મુતવલી જીસાભાઇ ભટ્ટી, મૌલાના અ.કાદર મણિયાર, મૌલાના દાઉદભાઇ સરાઇ, પેશઇમામ મો. ઓસમાણ ગની સહિતના આગેવાનોના હાથે નોટબુક, બોલપેન, સ્ટીલ ડબ્બા તેમજ રોકડ રકમ અપાઇ હતી.

આયોજન મો. દાઉદ શબીરહુસેન સમા, જુસબભાઇ પટ્ટણીભાઇએ સંભાળ્યું હતું.

# ભર બપોરે ગાંધીધામમાં છરીથી હુમલો કરીને રોકડની લૂંટ થઇ

### ઔદ્યોગિક વસાહત વિસ્તારમાં બે યુવાનોએ બિન્ધાસ્ત કરેલું કૃત્ય

ગાંધીધામ, તા. ૧ : શહેરના જીઆઇડીસી વિસ્તારમાં એક શખ્સ પર છરી વડે હુમલો કરી બે લૂંટારુઓએ રોકડ રકમની લૂંટ ચલાવી હોવાનો બનાવ પોલીસ ચોપડે નોંધાયો છે.

પોલીસના સત્તાવાર સાધનો પાસેથી મળતી વિગતો મુજબ આ બનાવ આજે બપોરે ત્રણ વાગ્યાના અરસામાં કેપીટી એ.ઓ. બિલ્ડિંગની પાછળ જીઆઇડીસી વિસ્તારમાં બાવળની ઝાડીમાં બન્યો હતો. ફરિયાદી ગની જબેખાન હિંગોરજા (રહે રતનાલ), બાવળની ઝાડીમાં કુદરતી હાજતે ગયા હતા.

તે અરસામાં અંદાજે ૨૫ વર્ષની વયના બે શખ્સો છરી સાથે ધસી આવ્યા હતા અને જેટલા પૈસા હોય તેટલા આપી દેવા કહ્યું હતું પરંતુ ફરિયાદીએ પૈસા આપવાની ના પાડતાં પીઠના ભાગે ડાબી બાજુ ઇજા કરી રૂા. ૫૦૦૦ રોકડા લૂંટી નાસી છૂટ્યા હતા. આ અંગેની વધુ તપાસ બી-ડિવિઝન પી.આઇ. ડી.વી. બસિયા ચલાવી રહ્યા છે.

## ગાગોદરમાંથી હરામખોરો આખું ટ્રેક્ટર જ લઇ ગયા

ગાંધીધામ, તા. ૧ : રાપર તાલુકાના ગાગોદર ગામમાં તસ્કરો ટ્રેક્ટર હંકારી ગયા હતા.

પોલીસ સૂત્રો પાસેથી મળતી વિગતો મુજબ આ બનાવ ગત મોડી રાત્રિથી આજે સવારના અરસામાં બન્યો હતો, કોઇ ચોર હરામખોરો જી-જે ૧૨ કે ૫૦૯૭ નંબરનું ટ્રેક્ટર ચોરી ગયા હતા. ટ્રેક્ટરની કિંમત ૩.૭૫ લાખ આંકવામાં આવી છે. જીવા કરમશી રાવરિયાની ફરિયાદના આધારે ગુનો નોંધી પોલીસે વધુ તપાસ હાથ ધરી છે.

## મુંદરાના વાગડ સાત ચોવીસી જૈન મંડળે કાર્યક્રમ યોજ્યો

મુંદરા, તા. ૧ : અહીંના વાગડ સાત ચોવીસી જૈન મંડળ દ્વારા દર વર્ષની જેમ આ વર્ષે પણ સાંસ્કૃતિક કાર્યક્રમ યોજાયો હતો. મંડળ દ્વારા બૌતેર જિનાલય ખાતે નાની બાલિકાઓના સ્વાગત ગીત બાદ અંતાક્ષરી, ડાન્સ, ધાર્મિક નાટક તથા અન્ય ધાર્મિક કાર્યક્રમો યોજાયા હતા. બાલમંદિરથી કોલેજ સુધીના વિદ્યાર્થીઓને પુરસ્કાર અપાયા હતા. પપ્પુ મહેતા, મિલન વોરા, વૈભવ શેઠ, મિલન મહેતા, મિલન વોરા, સરોજ મહેતા, દર્શના મહેતાએ સહયોગ આપ્યો હતો. મંડળના પ્રમુખ શાંતિભાઇ મહેતાએ પ્રવચનમાં એક્તા પર ભાર મૂક્યો હતો. સંચાલન શ્રુતિ વોરાએ કર્યું હતું.



કોડાય ચોકડી ઉપર ટાટા ઇન્ડિકા વિસ્ટા ગાડીનો ડ્રાઇવર નશામાં ચકચૂર હાલતમાં ગાડીને રિવર્સમાં લઇ પુલ પાસે અચાનક બંધ કરી ભાગી ગયો હતો. ગાડીમાંથી કોડાય રોડ ઉપર એક મહિલાને ઉતારી તેમજ આ સાથે એક હિન્દી ભાષી યુવક પણ હતો. મહિલાએ પૂછપરછમાં ક્યારેક રાયણની તો ક્યારેક ગઢશીશાની હોવાનું જણાવ્યા બાદ મોઢા પર બુકાની બાંધીને ટ્રેક્સ તૂફાનમાં ચડીને ભુજ બાજુ રવાના થઇ ગઇ હતી. બનાવ વખતે ઊમેટેલા લોકોનાં ટોળાં અને ઇન્સેટમાં મહિલા. (તસવીર : જીવરાજ ગઢવી)

## વિદેશી હૂંડિયામણ

| | ■ ડોલર | ■ પાઉન્ડ |
|---|---|---|
| કરન્સી નોટ ખરીદ/વેચાણ | ૫૫.૦૦/૫૬.૪૦ | ૮૫.૮૧/૮૮.૬૫ |
| ટ્રાવેલર્સ ચેક ખરીદ/વેચાણ | ૫૪.૬૫/૫૬.૨૫ | ૮૫.૨૫/૮૮.૪૫ |

સૌ. : સ્ટેટ બેંક ઓફ ઇન્ડિયા, એન.આર.આઇ. બ્રાંચ, ભુજ.

# સોના-ચાંદીના વાયદામાં ઓસરી ગયેલો ઉછાળો

મુંબઇ, તા. ૧ : આજે નવા ઓગસ્ટ મહિનાના પ્રથમ દિવસના પ્રથમ સત્રમાં ગઈકાલને મુકાબલે કામકાજ શાંત હતા. આજે ૩,૪૪,૪૭૫ સોદામાં રૂા.૨૦,૩૯૬.૪૦ કરોડના વેપાર થયા હતા. આજના કામકાજમાં સોના-ચાંદીનો હિસ્સો પણ ઘટીને રૂા.૯,૬૩૫.૪૧ કરોડનો હતો.

સોનાના વાયદામાં જોકે ગઈકાલ કરતાં કામકાજનું પ્રમાણ ઘટવા સાથે વાયદાના ભાવમાં પણ ઘટાડો હતો. આજે વાયદા રૂા.૨૦થી રૂા.૧૨૪ની રેન્જમાં ઘટ્યા હતા. ચાલુ વાયદામાં ઓગસ્ટ રૂા.૨૦ ઘટી રૂા.૨૯,૭૨૯ અને ફેબ્રુઆરી સૌથી વધુ રૂા.૧૨૪ ઘટી રૂા.૩૦,૮૧૦ રહ્યા હતા. મિની વાયદા રૂા.૨૪થી રૂા.૮૦, ગિનીના વાયદા રૂા.૬૧થી રૂા.૫૬, પેટલના રૂા.૭થી રૂા.૯ જેટલા ઘટ્યા હતા. મિની ઓગસ્ટ રૂા.૨૪ ઘટી રૂા.૨૯,૭૫૩, ગિની ઓગસ્ટ રૂા.૬૧ ઘટી રૂા.૨૩,૯૭૬ અને પેટલ ઓગસ્ટ રૂા.૭ ઘટી રૂા.૩,૦૦૩ રહ્યા હતા.

ચાંદીના વાયદામાં પણ વેપાર અને ભાવ બંને ઘટ્યા હતા. ચાંદીના બધા વાયદા આજે રૂા.૨૮૪થી રૂા.૨૪૧ જેટલા ઘટ્યા હતા. ચાલુ વાયદામાં સપ્ટેમ્બર રૂા.૨૮૪ ઘટી રૂા.૫૩,૬૯૦ અને માર્ચ રૂા.૨૪૧ ઘટી રૂા.૫૭,૦૮૨ રહ્યા હતા. મિની વાયદામાં રૂા.૨૭૭થી રૂા.૨૬૨ અને માઈક્રો વાયદામાં રૂા.૨૩૬થી રૂા.૨૩૮ જેટલો ઘટાડો હતો. મિની ઓગસ્ટ રૂા.૨૭૭ ઘટી રૂા.૫૩,૭૨૦ અને માઈક્રો ઓગસ્ટ રૂા.૨૭૬ ઘટી રૂા.૫૩,૭૨૧ રહ્યા હતા.

બિનલોહ ધાતુઓમાં તાંબાના વાયદા રૂા.૨.૧૦થી રૂા.૩.૧૫, સીસાના ૨૦ પૈસાથી રૂા.૧ અને જસતના વાયદા ૨૦ પૈસાથી રૂા.૧.૦૫ જેટલા ઘટ્યા હતા. નિકલમાં ૪૦ પૈસાથી રૂા.૬.૩૦ અને એલ્યુમિનિયમમાં ૧૦ પૈસાથી ૯૦ પૈસા સુધીની મિશ્ર વધઘટ હતી.

કૃષિ અને અન્ય ચીજોમાં સીપીઓના ચારેય વાયદા રૂા.૧.૭૦થી રૂા.૬ નરમ રહ્યા હતા. સીપીઓ ઓગસ્ટ વાયદો રૂા.૧.૭૦ ઘટી રૂા.૫૬૯.૫૦ બંધ રહ્યો હતો. એલચીનો ઓગસ્ટ વાયદો રૂા.૩૦.૨૦ વધી રૂા.૧,૪૯૦.૬૦ બંધ હતો, જ્યારે એલચીના અન્ય વાયદા રૂા.૬.૭૦થી રૂા.૧૯ ઘટીને બંધ થયા હતા. બટેટાની જાતોમાં આગ્રા વાયદાઓમાં રૂા.૧.૭૦થી રૂા.૪.૧૦ અને તારકેશ્વર વાયદાઓમાં ૩૦ પૈસાથી રૂા.૧૪.૫૦ની મિશ્ર વધઘટ હતી. બટેટા-આગ્રા ઓગસ્ટ રૂા.૪.૧૦ ઘટી રૂા.૧,૨૯૪.૧૦ અને તારકેશ્વર ઓગસ્ટ રૂા.૧૪.૫૦ વધી રૂા.૧,૦૨૭.૬૦ બંધ રહ્યા હતા.

# ખાંડમાં તહેવારો પૂર્વે રૂા. ૮૦ ઉછળી ૩૭૦૦ના સ્તરે

ભુજ, તા. ૧ : પગારની તારીખો ચાલુ થઇ ગઇ હોવા છતાં વરસાદની ખાધને કારણે લેવાલી મર્યાદિત હોવાથી ખાદ્યતેલ બજારમાં ધીમો ઘસારો હતો. ગઇકાલે મળેલી મંત્રી મંડળની બેઠકમાં કોમોડિટી વાયદા અને સ્ટોક મર્યાદા વિશે કોઇ ચર્ચા થઇ ન હતી, જેથી વાયદામાં ઝડપી સુધારો હતો. તેલીબિયાં ખોળની આયાત ડ્યુટી દૂર કરાતાં તેની પાછળ સીંગખોળમાં ઝડપી ઘટાડો થયો હતો.

સ્થાનિક ખાદ્યતેલ બજારમાં સાંકડી રેન્જમાં ભાવ અથડાઇ ગયા હતા. વેટ સહિત સીંગતેલ પંદર લિટરના રૂા. ૧૯૭૦/૧૯૮૦ પંદર કિલોના રૂા. ૨૦૮૦/૨૧૪૦ કપાસિયા તેલ પંદર લિટરના રૂા. ૧૨૩૦/૧૨૩૫ પંદર કિલોના રૂા. ૧૨૩૫/૧૩૨૫ સુધી હતા. સોયાબીન તેલના રૂા. ૧૩૦૦/૧૩૨૦ અને પામોલીન તેલના રૂા. ૧૦૧૫/૧૦૧૮ હતા. ધોરાજી-ઉપલેટા લાઇન તેલિયા ઘટી રૂા. ૧૯૦૨/૧૯૦૩ અને લૂઝતેલના રૂા. ૧૨૪૦/૧૨૪૫ થયા હતા. કામકાજ પાંચથી સાત ટેન્કરના હતા. કપાસિયા વોસના રૂા. ૭૧૭/૭૨૦ હતા. કામકાજ પંદરથી વીસ ટેન્કરના હતા. મલેશિયા પામ વાયદો ૩૫ રિંગિટ દબાયો હતો. કંડલા ખાતે હાજર પામોલીનના રૂા. ૬૦૩/૬૦૪ અને સોયાતેલના રૂા. ૭૨૮/૭૩૦ ભાવ હતા.

**મગફળી**

સીંગદાણામાં નિકાસી કામકાજ અચાનક ઠપ થઇ જતાં તેને લઇને કારખાનાવાળા મગફળી કોઇપણ ભાવે ખરીદવા તૈયાર નથી, જેથી મગફળીના કોઇપણ ભાવ ખોલવા તૈયાર નથી પણ ખાનગીમાં રૂા. ૨૨૫૦/૨૨૭૦ની ધારણા વ્યક્ત થઇ રહી હતી. દાણામાં લેવાલીને અભાવે ભાવ ઢીલા રહી ૮૦/૯૦ના રૂા. ૭૯ હજાર અને ૫૦/૬૦ના રૂા. ૮૨ હજારના ભાવ મળતા હતા. સૌરાષ્ટ્રમાં મગફળીની પાંચથી છ હજાર ગૂણીની આવક હતી. રાજકોટ યાર્ડમાં ૨૭૦૦ ગૂણીની આવકે ઝીણીના રૂા. ૯૩૦/૧૧૦૨ જાડીના રૂા. ૯૨૦/૧૧૪૦ ગોંડલ યાર્ડમાં બે હજાર ગૂણીની આવકે ઝીણીના રૂા. ૮૦૦/૧૧૦૦ અને જાડીના રૂા. ૮૨૫/૧૧૨૧ના ભાવ હતા.

**એરંડા**

વરસાદની ખેંચની અસરે એરંડા વાયદામાં તેજીવાળા મોટા ગ્રુપ દરેક મથાળે લાવ-લાવ કરીને તોફાન મચાવતાં તેજીની સર્કિટ લાગી હતી. તો બીજી તરફ ગઇકાલે મળેલી વાયદાપંચની બેઠકમાં વાયદા અંગે કોઇપણ જાતની ચર્ચા થઇ ન હતી, જેથી તેની પણ બજાર ઉપર અસર થઇ હોવાનું મનાઇ રહ્યું છે. હાજર એરંડામાં ખાસ વધઘટ ન હતી. દિવેલના ભાવ વધ્યા હતા.

### એરંડામાં લાવ-લાવથી તેજીની સર્કિટ

ગુજરાતમાં હાજર એરંડાની ૭૦/૭૫ હજાર ગૂણીની આવકે રૂા. ૭૫૦/૭૬૫ અને સૌરાષ્ટ્રમાં ૭૫૦૦ ગૂણીની આવકે રૂા. ૭૪૦/૭૭૦ સુધી ભાવ હતા. કંડલા ખાતે મુંદરા ડિલિવરીની શરતે રૂા. ૮૦૦/૮૦૫ના મથાળે વીસ ગાડીના વેપાર હતા. અન્ય શિપર્સોના રૂા. ૭૮૦ ભાવ બોલાતા હોવાથી કોઇ વેપાર ન હતા. રાજકોટ સપ્ટે. રૂા. ૪૩૬૦ ખુલ્લી વધીને રૂા. ૪૪૨૬ ઘટી રૂા. ૪૩૫૫ બંધ રૂા. ૪૪૨૬ થયો હતો. હાજરના રૂા. ૩૮૩૨ અને દિવેલના રૂા. ૮૦૫ ભાવ હતા. દિવેલમાં શરૂઆતે તા. ૮૧૫ના મથાળે વેપાર નોંધાતા રહી મોડી સાંજે રૂા. ૮૩૦ સુધી બસો ટનના વેપાર કંડલા ડિલિવરીની શરતે થયા હતા.

**ખાંડ**

સ્થાનિક ખાંડ બજારમાં ખાંડની બે ગાડીની આવક હતી. ભાવમાં ઝડપી રૂા. ૮૦નો ઉછાળો થઇ ખાંડ એસના રૂા. ૩૬૩૦/૩૬૬૦ અને એમના રૂા. ૩૬૭૦/૩૭૦૦ થયા હતા. ગુજરાત-મહારાષ્ટ્રની મિલોવાળા માથે તહેવારો આવી રહ્યા હોવાથી માલ ખેંચી-ખેંચીને વેચી રહ્યા છે. ગુજરાતની મિલોના વીસ હજાર ગૂણીના વેચાણ ખાંડ એસના રૂા. ૩૫૧૦/૩૫૯૦ અને એમના રૂા. ૩૫૪૦/૩૬૦૦ સુધી હતા. મહારાષ્ટ્રમાં પંદર મિલોના દોઢ લાખ ગૂણીના ટેન્ડર હતા. ભાવની ધારણા ખાંડ એસના રૂા. ૩૫૨૫/૩૫૭૫ અને એમના રૂા. ૩૬૦૦/૩૬૫૦ સુધી હતા.

**સોના-ચાંદી**

સોના-ચાંદી બજારમાં ફેડરલ બેન્કની બેઠક પૂર્વે વેચવાલીનું દબાણ રહેતાં તેમજ ડોલર મજબૂત થતાં વૈશ્વિક બજારમાં સોનું ઘટી ૧૬૦૮ અને ચાંદીના ૨૭.૩૦ ડોલરના સ્તરે હતા. વિદેશ પાછળ અહીંની બજારમાં ચાંદીના રૂા. ૬૫૦નો ઘટાડો થઇ રૂા. ૫૨૬૫૦/૫૨૭૦૦ દસ ગ્રામ સોનામાં રૂા. ૧૬૦ ઘટી રૂા. ૩૦૧૫૦/૩૦૧૭૦ અને સો ગ્રામ બિસ્કિટમાં રૂા. ૧૬૦૦ દબાઇ રૂા. ૩૦૨૭૦૦ થયા હતા.

# શેરબજારમાં સાંકડી વધઘટે સુસ્ત માહોલ

### આંક માત્ર ૨૧ પોઇન્ટ વધ્યો : માર્કેટ કેપ રૂા. ૬૦.૯૫ લાખ કરોડ

મુંબઈ, તા. ૧ : મુંબઈ શેરબજારે સાંકડી વધઘટ બાદ ફ્લેટ બંધ રહ્યું હતું. દિવસ દરમિયાન સેન્સેક્ષ ઉપરમાં ૧૭૨૯૧.૯૯ અને નીચામાં ૧૭૧૮૯.૧૬ પોઇન્ટની રેન્જમાં અથડાયા બાદ ૨૧.૨૦ પોઇન્ટ વધીને ૧૭૨૫૭.૩૮ પોઇન્ટની સપાટીએ બંધ રહ્યો હતો. નેશનલ સ્ટોક એક્સચેંજનો નિફ્ટી ૫૨૪૬.૩૦ અને ૫૨૧૨.૬૫ પોઇન્ટની રેન્જમાં અથડાયા બાદ ૧૧.૫૦ પોઇન્ટ વધીને ૫૨૪૦.૫૦ પોઇન્ટની સપાટીએ બંધ રહ્યો હતો.

આંતરરાષ્ટ્રીય બજારોમાંથી મિશ્ર સંકેત મળવા છતાંય સ્થાનિક બજારોએ નરમાઇની સાથે શરૂઆત કરી શેર માર્કેટમાં સુસ્તી છવાયેલી રહી હતી, જેના કારણે શેર બજાર મધ્યમાં બંધ થયો હતો. સિપ્લા, બીએચઈએલ,તાતા પાવર સહિત એચડીએફસી બેન્કના શેરોમાં ફાયદો નોંધાયો હતો. સેન્સેક્ષ ૧૦ અંક ઘટીને ૧૭૨૨૬ અને નિફ્ટી ૮ અંક ઘટીને ૫૨૨૧ પર ખૂલ્યો હતો.

મિડકેપ અને સ્મોલકેપ ઈન્ડેક્ષ અનુક્રમે ૦.૯૫ ટકા અને ૧.૧૨ ટકા વધીને બંધ રહ્યા હતા.

શાનદાર ત્રિમાસિક પરિણામોના લીધે સિપ્લાના શેરમાં ૬.૫ ટકાની તેજી છે. ચીનના શ્રેષ્ઠ મેન્યુફેક્ચરિંગ આંકડાના લીધે એશિયન બજારોમાં ખરીદી પરત આવી છે. શાંઘાઇ કંપોઝિટ ૧ ટકા વધ્યો છે. સ્ટ્રેઇટ ટાઇમ્સ અને સિંગાપોર નિફ્ટી મજબૂત છે. જોકે, નિક્કી હજુ પણ ૧ ટકા તૂટ્યો છે.

માર્કેટ કેપિટલાઈઝેશન રૂા. ૬૦.૯૫ લાખ કરોડ રહ્યું હતું, જે મંગળવારે રૂા. ૬૦.૭૬ લાખ કરોડ હતું. સેન્સેક્ષમાંની ૧૬ કંપની વધી હતી અને ૧૪ કંપની ઘટી હતી. ડેરિવેટિવ્ઝ માર્કેટમાં કુલ રૂા. ૨૪,૪૫૩.૦૬ કરોડનું ટર્નઓવર થયું હતું. સેન્સેક્ષ ફ્યુચર્સમાં ૧૩,૪૫૯ કોન્ટ્રેક્ટ સાથે રૂા. ૩૫૭.૧૫ કરોડનું કામકાજ થયું હતું.

બી ગ્રુપની ૧૦૦ કંપનીને ઉપલી અને ૬૭ કંપનીને નીચલી સર્કીટ સહિત બધા ગ્રુપની કુલ ૪૨૪ કંપનીમાંથી ૨૩૩ કંપનીઓને ઉપલી અને ૧૯૧ કંપનીને નીચલી સર્કીટ લાગી હતી.

બજારના કેશ સેગમેન્ટમાં કુલ રૂા. ૧૯૧૭.૯૮ કરોડનું ટર્નઓવર થયું હતું. ૨૯૫૬ કંપનીના ૧૨.૬૮ લાખ સોદા દ્વારા કુલ ૧૯.૨૪ કરોડ શેરોનું કામકાજ થયું હતું. ૧૭૨૩ કંપની વધી હતી, ૧૧૦૫ કંપની ઘટી હતી અને ૧૨૮ કંપની સ્થિર રહી હતી.

# મઝદૂર સંઘને સંગઠન વધારવાની સાથે પર્યાવરણની જાળવણી કરવા અનુરોધ

અંજાર, તા. ૧ : રાષ્ટ્રીય કક્ષાએ સંગઠન ધરાવતા ભારતીય મઝદૂર સંઘનો ૫૮મો સ્થાપના દિન ભુજ તાલુકાના કુકમા ગામે મનાવવામાં આવ્યો હતો.

અધ્યક્ષસ્થાને પોરબંદર મઝદૂર સંઘના માજી પ્રમુખ ગિરધરભાઇ રાઠોડ રહ્યા હતા. દીપ પ્રાગટ્ય અને જિલ્લામંત્રી સુરેશભાઇ દવેએ કર્યું હતું. ભારતીય મઝદૂર સંઘની સ્થાપના દતોપંત ઠેંગડેજી દ્વારા ૧૯૫૫માં કરવામાં આવી હતી. ૫૭ વર્ષની સિદ્ધિની વિગતો આપી હતી. જિલ્લામંત્રી દ્વારા 'ચલો ગાંવ કી ઔર'ના નારાને સિદ્ધ કરવા ગ્રામ્યકક્ષાએ સંગઠનો લઇ જવા પર ભાર મુકાયો હતો. મઝદૂર સંઘના ભુજ તાલુકા મંત્રી વિજય વરૂએ સંગઠન વધારવા જરૂરી અને પૂરતી સમજ આપી હતી.

મઝદૂર સંઘ ભુજ તાલુકા પ્રમુખ અને જિલ્લા ઉપપ્રમુખ નયનભાઇ ગોહિલે સંગઠન પ્રવૃત્તિ સાથે પર્યાવરણ જાળવણી પ્રત્યે પણ ધ્યાન આપવાની જરૂરિયાત હોવાનું જણાવ્યું હતું. વિજય વરૂએ આભાર માન્યો હતો. તા. ૧-૮ના ગાંધીધામ પી.એફ. કમિશનર કચેરી પાસે ધરણા તથા આવેદનપત્ર આપવાના કાર્યક્રમનું આયોજન દિલ્હીની સૂચનાથી કરાયું હોવાની વિગતો અપાઇ હતી.

## શાકભાજીના ભાવ

**ભુજ માર્કેટયાર્ડ**

(એક કિલોના જથ્થાબંધ ભાવ)

| | |
|---|---|
| રીંગણા | ૧ થી ૨ |
| ફુલાવર | ૧૫ થી ૧૮ |
| કોબી | ૮ થી ૧૦ |
| ટમેટા | ૧૮ થી ૧૯ |
| ભીંડા | ૧૪ થી ૧૬ |
| મરચાં | ૫ થી ૭ |
| ધાણા | ૬૦ થી ૭૦ |
| કાકડી | ૨ થી ૪ |
| ડુંગળી | ૬ થી ૮ |
| બટાટા | ૧૧ થી ૧૩ |
| પાલક | ૩ થી ૪ |
| ગોવાર | ૧૦ થી ૧૨ |
| લીંબુ | ૧૫ થી ૨૦ |
| ગિસોડી | ૧૦ થી ૧૫ |
| દુધી | ૩ થી ૪ |
| કારેલા | ૧૦ થી ૧૨ |
| આદુ | ૩૮ થી ૪૦ |
| સક્કરિયા | ૧૫ થી ૧૮ |
| ચોળા | ૧૦ થી ૧૮ |
| ગિલોડા | ૧૦ થી ૧૫ |
| મરચાં સિમલા | ૨૦ થી ૨૫ |
| કેળાં કાચા | ૧૦ થી ૧૨ |
| કેળાં પાકા | ૧૮ થી ૨૦ |
| ચીકુ | ૧૫ થી ૨૦ |
| પપૈયા કાચા | ૬ થી ૮ |
| પપૈયા પાકા | ૧૨ થી ૧૫ |
| લસણ | ૧૫ થી ૨૨ |
| મેથી | ૧૫ થી ૨૦ |
| મૂળા | ૧૦ થી ૧૧ |

## રાજકોટનો ટ્રંકકોલ

| | |
|---|---|
| તેલિયા ટીન જૂના | ૧૯૦૪ થી ૧૯૦૫ |
| સીંગતેલલૂઝ ૧૦ કિ.ગ્રા. | ૧૨૪૦ થી ૧૨૪૫ |
| કપાસિયા તેલ | ૭૧૭ થી ૭૨૦ |
| સોનું સ્ટાન્ડર્ડ | ૩૦૨૫૦ |
| રાજકોટ ચાંદી | ૫૩૦૦૦ |
| મગફળી જી. ૨૦ | ૧૨૩૦ |
| મગફળી ઉનાળુ | ૧૨૦૦ |
| ખાંડ એમ | ૩૬૦૦ થી ૩૬૨૦ |
| ખાંડ એસ | ૩૫૨૦ થી ૩૫૬૦ |

## એરંડા વાયદાની વધઘટ

**સપ્ટે. વાયદો**

ખૂલી ૪૩૬૦.૦૦ ઘટી ૪૩૫૫.૦૦
વધી ૪૪૨૬.૦૦ બંધ ૪૪૨૬.૦૦

**મુંબઇ એરંડા**

હાજર ૩૯૭૫ દિવેલ ૮૨૫

**સપ્ટે. વાયદો**

૪૩૬૮









## ₹ વ્યાપાર વર્તમાન

**૧-૮-૨૦૧૨**

**ભુજ સોના-ચાંદી બજાર** (સાંજે ૬ વાગ્યા પછી)

| | |
|---|---|
| ચાંદી ચોરસા આર. આર. | ૫૨૬૫૦ થી ૫૨૭૦૦ |
| સોનું સ્ટાન્ડર્ડ | ૩૦૧૫૦ થી ૩૦૧૭૦ |
| સોનુંદાગીના૨૧કેરેટ | ૨૬૭૮૦ |
| સોનું દાગીના ૨૨ કેરેટ | ૨૮૦૨૫ |
| સોનું હોલમાર્ક | ૨૯૦૬૦ |
| સોનું તેજાબી | ૩૦૧૦૦ થી ૩૦૧૨૦ |
| કેડબરી ૧૦૦ ગ્રામ | ૩૦૧૭૦૦ |
| ૧૦૦ ગ્રામ બિસ્કિટ | ૩૦૨૭૦૦ |

**ભુજ સ્થાનિક બજાર (૧૦૦ કિ.)**

| | |
|---|---|
| ઘઉં | ૧૭૨૦ થી ૨૧૦૦ |
| બાજરી | ૧૩૨૦ થી ૧૪૦૦ |
| ચોખાઆઇ.આર. | ૧૯૫૦ થી ૨૦૫૦ |
| ચોખાબેગમી | ૨૨૦૦ થી ૨૪૦૦ |
| ચોખા જીરાસર | ૨૫૦૦ થી ૪૫૦૦ |
| મગ | ૫૮૦૦ થી ૬૫૦૦ |
| મગફાડા | ૬૦૦૦ થી ૬૩૦૦ |
| મોગરદાળ | ૬૭૦૦ થી ૬૯૦૦ |
| તુવેરદાળ | ૬૨૦૦ થી ૬૮૦૦ |
| તુવેરદાળ રેંટિયો | ૭૮૦૦ થી ૮૧૦૦ |
| ચણાદાળ | ૬૨૦૦ થી ૬૫૦૦ |
| અડદદાળ | ૬૦૦૦ થી ૭૦૦૦ |
| ખાંડ કટ્ટા | ૩૬૩૦ થી ૩૬૬૦ |
| ખાંડ-એસ. | ૩૬૩૦ થી ૩૬૬૦ |
| ખાંડ-એમ. | ૩૬૭૦ થી ૩૭૦૦ |

**ટીનના ભાવ વેટ સહિત**

| | |
|---|---|
| સીંગતેલ ૧૫ લિટર | ૧૯૭૦ થી ૧૯૮૦ |
| સીંગતેલ ૧૫ કે.જી. નેટ | ૨૦૮૦ થી ૨૧૪૦ |
| વેજિટેબલ ૧૫ કે. | ૧૧૦૦ થી ૧૧૬૦ |
| કપાસિયા તેલ | ૧૨૩૫ થી ૧૩૨૫ |
| કપાસિયા તેલ ૧૫ લિટર | ૧૨૩૦ થી ૧૩૩૫ |
| કોપરેલ તેલ ૧૫ કિલો | ૧૨૨૦ થી ૧૨૪૦ |
| સોયાબીન | ૧૩૦૦ થી ૧૩૨૦ |
| પામોલીન | ૧૦૧૫ થી ૧૦૧૮ |
| સૂરજમુખી | ૧૨૩૦ થી ૧૩૧૦ |

**૨૦ કિલોના ભાવ**

| | |
|---|---|
| કોલ્હાપુર ગોળ | ૭૯૦ થી ૮૬૦ |
| યુ.પી. ભીલી | ૬૭૦ થી ૬૮૦ |

**એક ગૂણીના ભાવ**

| | |
|---|---|
| ભૂસો ઝીણો | ૬૨૦ થી ૬૬૫ |
| બેસન ૫૦ કિલો | ૩૨૦૦ થી ૩૭૨૦ |

| | |
|---|---|
| કપા. ખોળ નવા | ૭૪૦ થી ૭૫૦ |

**વેટ સહિત**

| | |
|---|---|
| કપાસિયા જાડા | ૯૦૦ |

**ભુજ માર્કેટ યાર્ડ — ૧૦૦ કિલોના ભાવ**

| | |
|---|---|
| ગોવાર | ૧૮૦૦૦ થી ૨૦૧૦૦ |
| મગ | ૩૦૦૦ થી ૫૫૦૦ |

**૪૦ કિલોના ભાવ**

| | |
|---|---|
| એરંડા | ૧૫૧૧ થી ૧૫૭૩ |
| તલી | ૩૪૦૦ થી ૩૫૫૦ |
| રાયડો | ૧૫૩૦ થી ૧૫૭૩ |
| ઇસબગુલ | ૧૮૦૦ થી ૨૨૦૦ |

**મુંદરા માર્કેટ યાર્ડ**

| | |
|---|---|
| મગ | ૩૬૫૦ થી ૫૫૦૦ |
| ગોવાર | ૧૨૮૦૦ થી ૧૯૦૦૦ |

**૪૦ કિલોના ભાવ**

| | |
|---|---|
| એરંડા | ૧૪૫૦ થી ૧૫૧૧ |

**અંજાર માર્કેટ યાર્ડ — ૧૦૦ કિલોના ભાવ**

| | |
|---|---|
| ગોવાર | ૧૮૫૦૦ થી ૨૦૧૦૦ |

**૪૦ કિલોના ભાવ**

| | |
|---|---|
| એરંડા | ૧૫૪૦ થી ૧૫૭૨ |
| કપાસ | ૧૯૦૦ |
| જીરૂં | ૫૦૦૦ થી ૫૨૦૦ |
| ઇસબગુલ | ૨૦૦૦ |

**રાપર માર્કેટયાર્ડ — ૨૦ કિલોના ભાવ**

| | |
|---|---|
| ગોવાર | ૨૯૦૧ થી ૩૮૭૧ |
| એરંડા | ૭૫૦ |
| મઠ | ૮૧૫ થી ૧૦૪૦ |
| મગ | ૭૮૧ |
| જીરું | ૨૬૦૨ થી ૨૮૭૧ |

**માંડવી માર્કેટયાર્ડ — ૧૦૦ કિલોના ભાવ**

| | |
|---|---|
| ઘઉં | ૧૪૦૦ થી ૧૬૦૦ |
| ગોવાર | ૧૯૦૦૦ |
| મગ | ૪૫૦૦ થી ૫૫૦૦ |
| બાજરી | ૧૨૦૦ થી ૧૨૫૦ |

**૪૦ કિલોના ભાવ**

| | |
|---|---|
| મગફળી | ૨૨૦૦ |
| તલ | ૩૪૦૦ થી ૩૫૦૦ |
| એરંડા | ૧૫૦૦ |

| | |
|---|---|
| રાયડો | ૧૫૫૦ |

**ભચાઉ માર્કેટ યાર્ડ — ૨૦ કિલોના ભાવ**

| | |
|---|---|
| મગ | ૭૦૦ થી ૭૨૦ |
| ગોવાર | ૩૭૯૧ થી ૪૦૦૦ |
| એરંડા | ૭૫૦ થી ૭૫૬ |
| જીરૂં | ૨૭૦૦ થી ૨૮૫૧ |
| મઠ | ૧૦૦૦ થી ૧૦૫૧ |

**ગાંધીધામ એરંડા બિલ્ટી**

| | |
|---|---|
| એરંડા | ૮૦૦ થી ૮૦૫ |
| દિવેલ | ૮૨૦ |

**જામનગર**

| | |
|---|---|
| મગફળી જાડી | ૧૧૨૫ થી ૧૧૭૫ |
| સીંગખોળ | ૩૪૫૦૦ |
| સીંગતેલ લૂઝ | ૧૨૪૦ |
| સીંગતેલ નવા ટીન | ૧૯૩૦ |
| સીંગતેલ તેલિયા | ૧૯૦૦ |

મગફળીમાં ૩૦૦૦ ગૂણીના કામકાજ હતા.

**જૂનાગઢ**

| | |
|---|---|
| મગફળી જાડી નવી | ૧૧૭૫ થી ૧૧૮૦ |
| મગફળી ઝીણીનવી | ૧૧૮૦ થી ૧૧૯૦ |
| નવી જી-૨૦ | ૧૧૭૫ થી ૧૧૮૦ |
| પિલાણબર | ૧૦૭૦ થી ૧૦૭૫ |
| સીંગખોળ | ૩૩૫૦૦ |

મગફળીમાં ૧૦૦૦ સીગખોળમાં -- ગૂણીના કામકાજ હતા.

**સુરેન્દ્રનગર**

| | |
|---|---|
| કલ્યાણ ગાંસડી | ૨૮૬૦૦ |
| સંકર ગાંસડી | ૩૬૭૦૦ |
| કપાસિયા સંકર | ૪૧૦ |
| કપાસિયા કલ્યાણ | ૫૩૦ |
| કપાસિયા ખોળ | ૭૩૦ |

**અમદાવાદ સોનાચાંદી**

| | |
|---|---|
| ચાંદી ચોરસ | ૫૨૮૦૦ થી ૫૩૩૦૦ |
| રૂપુ | ૫૨૬૦૦ થી ૫૩૧૦૦ |
| સિક્કા જૂના નંગ | ૯૦૦ થી ૧૦૦૦ |
| સિક્કા નવા નંગ ૧ | ૩૦૦ થી ૪૦૦ |
| સોનું ૯૯.૯ | ૩૦૧૫૦ થી ૩૦૨૫૦ |
| સોનું ૯૯.૫ | ૩૦૦૦૦ થી ૩૦૧૦૦ |
| નવા દાગીના | ૨૯૦૪૦ થી ૨૯૬૪૫ |

**ખાંડ**

મહારાષ્ટ્રમાં ૧૫ મિલોના દોઢ લાખ ગૂણીના વેંચાણની ધારણા
ખાંડ એસના રૂા. ૩૫૨૫ થી ૩૫૭૫
ખાંડ એમના રૂા. ૩૬૦૦ થી ૩૬૫૦

## ઈન્ડેક્સમાં વધઘટ

| ઈન્ડેક્સ | આંક | વધ/ઘટ- | ટકાવારી |
|---|---|---|---|
| સેન્સેક્સ | ૧૭૨૫૭.૩૮ | +૨૧.૨૦ | ૦.૧૨ |
| બીએસઇ ૧૦૦ | ૫૨૪૩.૩૫ | +૧૪.૧૯ | ૦.૨૭ |
| બીએસઇ ૨૦૦ | ૨૧૨૧.૯૮ | +૭.૫૧ | ૦.૩૬ |
| બીએસઇ ૫૦૦ | ૬૬૩૨.૭૮ | +૨૭.૦૮ | ૦.૪૧ |
| શરિયાહ ૫૦ | ૧૧૩૫.૬૩ | +૧.૨૭ | ૦.૧૧ |
| બીએસઇ મિડકેપ | ૬૦૬૯.૬૭ | +૫૭.૩૯ | ૦.૯૫ |
| બીએસઇ સ્મોલ કેપ | ૬૫૨૦.૩૦ | +૭૨.૪૧ | ૧.૧૨ |
| નિફ્ટી | ૫૨૪૦.૫૦ | +૧૧.૫૦ | ૦.૨૨ |
| નિફ્ટી જૂનિયર | ૧૦૦૮૦.૬૦ | +૫૨.૦૫ | ૦.૫૨ |
| સીએનએક્સ ૧૦૦ | ૫૧૨૫.૮૦ | +૧૩.૫૫ | ૦.૨૭ |
| S&P.Cnx Defty | ૩૨૭૦.૭૦ | +૧૦.૩૫ | ૦.૩૨ |
| S&P Cnx 500 | ૪૧૪૧.૮૫ | +૧૫.૪૦ | ૦.૩૭ |
| CNX મીડકેપ | ૭૨૩૧.૧૦ | +૬૨.૬૦ | ૦.૮૭ |
| નિફ્ટી મીડકેપ-૫૦ | ૨૦૮૧.૨૦ | +૨૨.૧૫ | ૧.૦૮ |
| CNX સ્મોલ કેપ | ૩૨૪૭.૪૫ | +૩૯.૪૦ | ૧.૨૩ |
| CNX ૨૦૦ | ૨૬૪૧.૨૫ | +૮.૭૦ | ૦.૩૩ |

## શેરબજારમાં કચ્છ

| | | | |
|---|---|---|---|
| આરતી ડ્રગ | ૧૨૨.૪૦ | કેસર એન્ટરપ્રાઇઝ | ૪૨.૪૫ |
| આરતી ઈન્ડ. | ૭૪.૯૫ | માન ઈન્ડ. (ઈન્ડિયા) | ૧૦૩.૦૦ |
| અદાણી પાવર | ૪૩.૩૦ | નવનીત પ્રકાશન | ૫૬.૨૦ |
| એલાઇટ કોમ્પ્યુ. ઈન્ટ. | ૨.૧૬ | પીએસએલ લિ. | ૫૮.૯૫ |
| એસ્ટ્રોલ ચોક એન્ડ પ્રો. | ૦.૯૭ | રામકો ઈન્ડસ્ટ્રીઝ લી. | ૫૪.૦૦ |
| આશાપુરા માઇનકેમ | ૨૧.૨૫ | રત્નમણિ મેટલ્સ | ૧૧૬.૦૦ |
| એકસેલ ક્રોપ કેર | ૧૦૭.૭૫ | રૂચી સોયા ઈન્ડસ્ટ્રીઝ | ૮૪.૫૫ |
| ઈલેક્ટ્રોથર્મ ઈન્ડિયા લી. | ૪૯.૭૫ | સાલ સ્ટીલ લિ. | ૩.૯૦ |
| યુરો સિરામિક્સ | ૮.૯૪ | સાંઘી ઈન્ડસ્ટ્રીઝ | ૧૪.૯૦ |
| યુરો મલ્ટી વિઝન લી. | ૪.૮૫ | સુંદરમ મલ્ટી પેપ | ૧૫.૧૦ |
| એવરેસ્ટ કાંટો | ૨૯.૯૫ | સુઝલોન એનર્જી | ૧૮.૬૦ |
| જીએમડીસી | ૧૯૩.૯૫ | ટોકિયો પ્લાસ્ટ ઈન્ડ. | ૧૬.૬૦ |
| ગુજરાત એનઆરઇ કોક | ૧૭.૪૫ | ટાટા પાવર | ૯૯.૬૫ |
| ગોકુલ રિફોઇલ્સ | ૪૯.૧૦ | વિમલ ઓઇલ એન્ડ ફૂડ | ૬૯.૫૦ |
| હરીઆ એક્સપોર્ટ | ૭.૨૩ | વેલસ્પન ઈન્ડિયા | ૫૩.૩૦ |
| જિંદાલ સો લિ. | ૧૧૯.૭૦ | | |

## ઉત્તર ગુજરાતના બજારભાવ

**હારીજ**

| | |
|---|---|
| રાયડો | ૭૬૦ થી ૮૦૦ |
| એરંડા | ૭૪૦ થી ૭૯૫ |
| જીરૂં | ૨૦૦૦ થી ૩૦૫૦ |
| બાજરી | ૧૯૫ થી ૨૨૦ |
| ઘઉં | ૨૮૫ થી ૩૨૩ |
| ગોવાર | ૩૦૦૦ થી ૩૨૦૦ |
| સુવા | ૬૦૦ થી ૭૩૧ |
| છાંછટિયો | ૩૬૦ થી ૪૧૨ |
| ચણા | ૮૦૦ થી ૯૩૬ |
| મગ | ૭૨૧ |
| બંટી | ૩૭૧ |
| ઈસબગુલ | ૯૧૦ |
| અડદ | ૬૦૦ થી ૭૩૧ |
| મેથી | ૫૫૦ થી ૬૨૧ |

**ડીસા**

| | |
|---|---|
| રાયડો | ૭૭૮ થી ૮૧૨ |
| એરંડા | ૭૬૦ થી ૮૦૦ |
| બાજરી | ૨૩૦ થી ૨૪૭ |
| ઘઉં | ૨૮૫ થી ૩૪૧ |
| મગફળી | ૯૭૫ થી ૧૦૩૧ |
| ગોવાર | ૨૪૦૦ થી ૪૧૬૫ |
| રાજગરો | ૯૮૧ થી ૧૦૧૬ |

**પાટણ**

| | |
|---|---|
| એરંડા | ૭૫૦ થી ૭૮૦ (૧૦૩૫૦) |
| ઘઉં | ૨૮૦ થી ૩૧૯ (૩૬૮) |
| બાજરી | ૨૧૫ થી ૨૪૫ (૧૫૦) |
| રાયડો | ૭૭૧ થી ૮૦૫ (૪૪૦) |
| જીરૂં | ૨૦૦૦ થી ૨૮૨૧ (૫૪) |
| વરિયાળી | ૮૫૦ થી ૧૪૫૧ (૧૫૭) |
| જુવાર | ૨૬૦ થી ૫૨૬ (૪૮) |
| બંટી | ૩૮૦ થી ૩૯૬ (૭) |

**રાધનપુર**

| | |
|---|---|
| ઘઉં | ૨૩૦ થી ૩૨૦ |
| બાજરી | ૨૧૦ થી ૨૨૮ |
| ચણા | ૭૫૦ થી ૯૨૦ |
| એરંડા | ૭૪૧ થી ૭૬૪ |

| | |
|---|---|
| જીરૂં | ૨૦૫૦ થી ૩૧૬૧ |
| રાયડો | ૭૪૦ થી ૭૭૦ |
| ઈસબગુલ | ૯૦૦ થી ૯૭૦ |
| ગોવાર | ૨૯૭૦ થી ૩૯૭૦ |
| મઠ | ૬૨૫ થી ૬૭૦ |

**ઊંઝા**

| | |
|---|---|
| જીરૂં | ૨૨૦૦ થી ૩૦૯૧ |
| વરિયાળી | ૬૯૦ થી ૧૯૪૭ |
| ઈસબગુલ | ૧૦૫૫ થી ૧૨૨૫ |
| રાયડો | ૭૮૦ થી ૮૫૫ |
| તલ | ૧૪૦૦ થી ૧૮૨૧ |
| સરસવ | ૮૨૧ |
| અજમો | ૧૧૦૦ થી ૧૭૦૧ |
| મેથી | ૫૫૦ થી ૬૧૧ |

**મહેસાણા**

| | |
|---|---|
| ઘઉં | ૨૭૫ થી ૩૧૦ |
| બાજરી | ૨૧૫ થી ૨૩૩ |
| જીરૂં | ૨૦૯૫ થી ૨૯૬૮ |
| વરિયાળી | ૬૬૨ થી ૧૧૯૨ |
| એરંડા | ૭૦૦ થી ૮૦૦ |
| સુવા | ૪૦૦ થી ૭૨૫ |
| રાયડો | ૭૫૦ થી ૭૯૧ |
| રંજકાબીજ | ૨૦૦૦ થી ૪૧૫૦ |
| જવ | ૨૫૫ |
| મેથી | ૫૬૫ થી ૬૧૪ |
| અજમો | ૪૦૦ થી ૧૫૨૫ |
| જુવાર | ૪૦૦ થી ૪૨૫ |

**પાલનપુર**

| | |
|---|---|
| ઘઉં | ૨૮૧ થી ૩૧૭ |
| બાજરી | ૨૩૦ થી ૨૪૩ |
| એરંડા | ૭૬૬ થી ૭૯૪ |
| મગફળી | ૮૦૧ થી ૧૧૫૭ |
| રાયડો | ૭૯૦ થી ૭૯૬ |
| જવ | ૨૪૯ થી ૨૫૦ |
| મેથી | ૫૬૦ થી ૫૬૩ |
| વરિયાળી | ૮૧૯ થી ૧૪૩૫ |

# જિલ્લાનોંધ

**ભુજ : વડનગરા નાગર મહિલા મંડળ :** તા. ૪ના સાંજે ૫થી ૭, હાટકેશ કોમ્પ્લેક્સમાં કાજળી નિમિત્તે ગરબા તથા કુમારિકા તથા જ્ઞાતિની સર્વે બહેનો માટે વેલપ્લેયર ગરબા સ્પર્ધા.

**લોહાણા મહિલા મંડળ :** ફરાળી વાનગી હરીફાઇ સમસ્ત જ્ઞાતિ માટે તા. ૪ના ૫થી ૭, સંપર્ક : જ્યોતિબેન કોઠારી-૯૪૨૮૪ ૭૧૪૭૪, મનીષા ઠક્કર-૯૪૨૭૭ ૬૬૦૮૩ ઉપરાંત પસ્તી કલેકશન ચાલુ છે.

**ગઢવી સમાજ જોગ :** માધાપર-મિરજાપર ચારણ સમાજના ભાઇ-બહેનોની બેઠક તા. ૩ના ચારણ બોર્ડિંગ ભુજ ખાતે સાંજે ૬ કલાકે.

**ઈન્નરવ્હીલ કલબ ઓફ ભુજ ફલેમિંગો :** બ્રેસ્ટ ફિડિંગ વીક નિમિત્તે ઓપન ભુજ સ્પર્ધાઓ, સ્તનપાન કરાવતી મહિલાઓ માટે ઉપયોગી આહાર રેસીપી સ્પર્ધા તા. ૭ સુધી તથા સ્તનપાન એ જ શિશુઓનો ઉત્તમ આહાર અંગે સ્લોગન સ્પર્ધા, તા. ૬ સુધી ડો. અલ્કાબેન રાવની હોસ્પિટલ, હોસ્પિટલ રોડ ખાતે મોકલવી, સંપર્ક : ૯૯૦૯૭ ૪૯૮૭૪, ૯૪૨૯૨ ૯૫૨૮૧.

**ભુજ તાલુકાના તલાટીઓ જોગ :** ત.સ.મ.ઓની બેઠક તા. ૩ના તા.પં. કચેરી ખાતે સવારે ૧૧ કલાકે - જેમાં પંચાયત/આંકડા/બાંધકામ/ ઈઆયો/સઆયો/સા.ન્યા. સમિતિ રચના ઠરાવ/ ગ્રામસભાને લગતા તમામ માહિતી પત્રકો તેમજ વાર્ષિક પત્રકો તથા રેવન્યૂની કુલ વસૂલાતના પત્રકો અને આપેલી માહિતી મુજબ સરદાર આવાસની અરજીઓ સાથે લાવવી તથા તમામ માહિતીઓ બેઠક સમયથી એક કલાક પહેલા આપવી.

**ગાંધીધામ : લાયોનેસ કલબ :** તા. ૩ના ૪ વાગ્યે કોમ્યુનિટી હોલમાં મહેંદી, રમત, ટ્રેડિશનલ અને ફેન્સી ડ્રેસ વિ. સ્પર્ધા સંપર્ક ૯૪૨૮૦ ૮૧૮૦૦, ૯૮૨૫૨ ૫૯૦૫૦.

**અંજાર : તાલુકા પેન્શનર્સ અને વરિષ્ઠ પેન્શનર્સ મંડળ :** પીંગલેશ્વર ખાતેનો કાર્યક્રમ તા. ૧૩ના સવારે સવારે ૬ વાગ્યે યોજાશે. નામો તા. ૧૨ સુધી પ્રમુખ-જે.બી. ટાંક-૯૪૨૭૭ ૬૭૫૫૧, મંત્રી પ્રવીણ ગુસાઇ-૯૮૨૫૯ ૩૫૩૬૨.

## આરોગ્યસેવા

**ભુજ : રતનશી ટોકરશી વોરા મેડિકલ ચેકઅપ સેન્ટર :** સોમ, ગુરુ સવારે ૯થી ૧૦ ગણેશનગર, ૧૦થી ૧૧ મહાવીરનગર, ૧૧થી ૧૨ વાલદાસનગર, કારિતાસનગર, ગણેશનગર ખાતે ડો. મોહન ગઢવીની સેવા. સંપર્ક : ૨૨૩૮૨૧, ૯૪૨૮૨ ૯૩૮૧૧. વેબસાઇટ www.kvobhuj.org.

**લેવા પટેલ હોસ્પિટલ :** ભુજ ખાતેની લેવા પટેલ હોસ્પિટલમાં યુરોલોજિસ્ટ આમલાણીની સેવા તા. ૫/૮ના રવિવારે સવારે ૯થી ૧૧ વાગ્યે જેમાં કિડની, પથરી, પ્રોસ્ટેટને લગતી બીમારીવાળા દર્દીઓએ સંપર્ક કરવો.

**રાહતદરે શરીર તથા આંખની તપાસ :** ડો. આર.પી. પરમાર દ્વારા સોમથી શનિ સવારે ૧૦થી ૧ સંપર્ક-મૈત્રી મેડિકલ સ્ટોર, લવકુશ એપાર્ટમેન્ટ, હોસ્પિટલ રોડ-૨૨૫૮૫૬, ૯૪૨૯૦ ૮૨૮૫૬.

**સર્વ સેવા સંઘ ભુજ સંચાલિત એન્કરવાલા જનરલ હોસ્પિટલ :** સોમથી શુક્ર સવારે ૧૦થી ૧, સાંજે ૩થી ૫ ડો. સત્યમ ગણાત્રા (આંખના રોગ), દરરોજ બપોરે ૩થી ૬, ડો. અશ્વિન નાડકર્ણી (હાડકાં રોગ) દર્દીઓની તપાસ કરી રાહતદરે ઓપરેશન કરી આપશે. સોમથી શુક્ર સવારે ૧૦થી ૧, ૩થી ૬, શનિવારે સવારે ૧૦થી ૧ ફિઝિયોથેરાપીસ્ટ ડો. પ્રવીર માંકડની સેવા, હરસ, મસા, ભગંદર માટે ડો. મહિપતસિંહ ઝાલા દર મહિનાના ત્રીજા શનિવારે સવારે ૧૦થી ૨ તપાસ કરી રાહતદરે ઓપરેશન કરી આપશે. તાવ, શ્વાસ, ઉધરસ વિ.ના દર્દીઓ માટે દાખલની સુવિધા તથા તપાસ ડો. મૃગેશભાઇ બારડ સોમથી શનિ ૧૦થી ૧, ૩થી ૬, ૨૪ કલાક ઇમરજન્સી સેવા, રાહતદરે ઓપરેશન તથા એમ્બ્યુલન્સ સેવા મળશે. આર.એસ.બી.વાય. યોજના હેઠળ બી.પી.એલ. લાભાર્થીઓને મફત મેડિકલ સેવા તથા ઓપરેશન કરી અપાશે. વધુ વિગત માટે (૦૨૮૩૪) ૨૨૩૦૪૭/૨૨૩૧૦૯.

**નખત્રાણા : હરસ-મસા, ભગંદરનો રાહતદરે ઓપરેશન કેમ્પ :** તા. ૪ના સવારે ૯થી ૧૨ હરસ-મસા, ભગંદરનો રાહતદરે ઓપરેશન કેમ્પ, ડો. વી.એસ. રાઠોડ હોસ્પિટલ ખાતે, ડો. મેહુલસિંહ ઝાલા દ્વારા સેવા સંપર્ક-૯૫૧૦૮ ૫૫૮૫૯.

**રાયધણપર : કચ્છ વિકાસ ટ્રસ્ટ આંખની હોસ્પિટલ :** નેત્ર નિદાન કેમ્પ તા. ૬ના સાંજે ૪થી ૫.૩૦ સુધી ગેલડા પં.પ્રા. શાળા (મુંદરા) ખાતે અને ફરાદી પં.પ્રા. શાળા (માંડવી) ખાતે સાંજે ૬થી ૭ સુધી યોજાશે. જેમાં નેત્રમણિવાળા ટાંકા વગરના મફત ઓપરેશન તપાસ મફત દવા, ગોળી, ટીપાં, ચશ્માં રાહતદરે અપાશે. સંપર્ક ગેલડા (મુંદરા) આચાર્ય શ્રી પરમાર, પ્રશાંતકુમાર ૯૫૮૬૫ ૩૬૩૦૯., ફરાદી (માંડવી) આચાર્ય જગદીશ ત્રિવેદી ૯૯૭૯૩ ૨૮૮૬૬.

**બિદડા : બિદડા સર્વોદય ટ્રસ્ટ :** ગુરુવારે હાડકાં રોગ માટે ડો. રશ્મિ શાહ, ચામડી રોગ માટે ડો. દેવેન્દ્ર પરમાર, દર શનિવારે કાન-નાક-ગળા માટે ડો. ચંદુભાઇ લીંબાણી, બાળરોગ માટે બાળકોના ડો. વર્ષાબેન ધોળકિયા દ્વારા સેવા, સંપર્ક-૦૨૮૩૪ ૨૪૪૪૪૪/૨૪૪૧૪૩.

## ધાર્મિક કાર્યક્રમ

**ભુજ : કચ્છ જિલ્લા પેન્શનર્સ એસો. :** શ્રાવણમાસ શિવ દર્શન આસ્થાયાત્રામાં જોડાનારે તા. ૩ના સવારે ૭.૩૦ વાગ્યે, દાદા-દાદી પાર્ક પાસે ઉપસ્થિતિ.

**ગાંધીધામ/માધાપર : દાદા ભગવાનનો સત્સંગ :** તા. ૨ના સાંજે ૬થી ૭.૩૦ સુધી સત્સંગ સિદ્ધિ વિનાયક કોમ્પ્લેક્ષ, આદિપુર, ગાંધીધામ, અંજાર સર્કલ, ટાગોર રોડ, રિલાયન્સ પેટ્રોલ પમ્પ પાસે તથા રક્ષાબંધન નિમિત્તે ભકિત કાર્યક્રમ, સંપર્ક ૯૭૨૪૩ ૨૫૮૧૧, માધાપરમાં રાત્રે ૯થી ૧૦.૩૦ સુધી સત્સંગ ગોવિંદ ચેમ્બર, બસસ્ટેન્ડ પાસે, લોહાણા સમાજવાડી સામે સંપર્ક-૯૯૭૯૪ ૦૭૪૧૫, સ્વરૂપ કીર્તન ભકિત તથા રાત્રે ૮.૩૦થી ૧૦ વાગ્યા સુધી સ્વરૂપ કીર્તન ભકિત કાર્યક્રમ ત્રિમંદિર, હિલગાર્ડન પાછળ-ભુજ ખાતે સંપર્ક-૯૪૨૮૬ ૮૩૮૫૪.

**ૐ કારેશ્વર મહાદેવ મંદિર :** આઇયાનગર ખાતે તા. ૨ના સાંજે ૭.૧૫ વાગ્યે ચેતન ઠાકર ગ્રુપ દ્વારા સંગીતમય મહાઆરતી, સુરેશભાઇ ઠક્કર પરિવાર દ્વારા.

**અંજાર : બાલાજી સેવા ટ્રસ્ટ :** લક્ષ્મી બાલાજી મંદિર ખાતે બહેનો દ્વારા શ્રાવણમાસ નિમિત્તે લલિતા નામ સહસ્ર પૂજન તા. ૩ના સાંજે ૪ વાગ્યે, સત્યનારાયણનગર ખાતે.

**મુંદરા : ભીડ ભંજન મહાદેવ મંદિર :** તા. ૨ના સાંજે ૭.૪૫ વાગ્યે ૧૧ ઢોલ સાથેની મહાઆરતી.

**ગુંદાલા (તા. મુંદરા) : ઓમ મકલેશ્વર મહાદેવ મંદિર (રણુજાનગર) :** શ્રાવણમાસ દરમ્યાન દરરોજ સાંજે ૪થી ૫-૩૦ સુધી પદ્મ પુરાણનું વાંચન વકતા જય ભોલે દ્વારા.

## શૈક્ષણિક

**ભુજ : લોહાણા મહાજન :** તા. ૫ના યોજાનારા સરસ્વતી સન્માન અંગે જ્ઞાતિના તેજસ્વી વિદ્યાર્થીઓના લિસ્ટ નાનજી સુંદરજી સેજપાલ, નવી લોહાણા મહાજનવાડી, વી.ડી. હાઇસ્કૂલ પાસે, કાકુભાઇ ચત્રભુજ રંગવાલા લોહાણા મહાજન વાડી, છછ ફળિયાના કાર્યાલય તથા દરિયાસ્થાન મંદિર, ચોક ફળિયા ખાતે પ્રસિદ્ધ કરાઇ છે. સુધારા માટે સંપર્ક : ચેરમેન-દિલીપ ઠક્કર, ૯૪૨૭૨ ૧૧૨૧૨, મંત્રી-અંકિત પૂજારા-૯૮૨૫૨ ૫૨૩૧૧.

**કચ્છ જિલ્લાનો સી.આર.સી.બી.આર.સી., જિલ્લા કક્ષાનું વિજ્ઞાન પ્રદર્શન :** જિલ્લાની પ્રા. અને મા. શાળાઓનો સી.આર.સી. કક્ષાનું વિજ્ઞાન પ્રદર્શન તા. ૧૭ના બી.આર.સી. કક્ષાનું તા. ૩૦, ૩૧ના મા. શાળાઓનો સંકુલ કક્ષાનું તા. ૨૯ના યોજાશે. જિલ્લાકક્ષાનું વિજ્ઞાન પ્રદર્શન સપ્ટેમ્બરમાં યોજાશે. ખાનગી પ્રા. શાળાઓ બી.આર.સી. કક્ષાના વિજ્ઞાન પ્રદર્શનમાં સીધો ભાગ લઇ શકશે આ માટે તાલુકાના બી.આર.સી. કોર્ડિનેટરનો સંપર્ક કરવો. તથા જી.સી.ઇ.આર.ટી.ની વેબસાઇટ પરથી વિષયોની વિશેષ માહિતી મળી શકશે.

**જિલ્લાની તમામ માધ્યમિક/ઉ.મા. શાળાના આચાર્યો જોગ :** જુલાઇ-૧૨, ધો. ૧૦ની પૂરક પરીક્ષાનું પરિણામ વિતરણ ઇન્દ્રાબાઇ ગર્લ્સ હાઇસ્કૂલ ખાતેથી તા. ૪ના ૧૧થી ૧૬ મુખત્યાર પત્ર રજૂ કરી મેળવી લેવા.

**કચ્છી પાલીવાલ સંદેશ :** ત્રીજો સરસ્વતી સન્માન સમારંભ તા. ૫ના સવારે ૧૦ વાગ્યે બિબ્બર ગામે ભગત જગજીવનરામ ગુરુ તુલસીદાસના સાંનિધ્યમાં સમારંભ બાદ પ્રસાદીનું આયોજન.

**ગાંધીધામ : શ્રીમાળી સોની યુવક મંડળ :** સરસ્વતી સન્માન તથા સાંસ્કૃતિક કાર્યક્રમનું આયોજન. વિદ્યાર્થીઓએ તા. ૫ સુધી માર્કશીટ વાઘેશ્વરી સ્વીટ માર્ટ-ગાંધીધામ, અંબિકા જ્વેલર્સ-આદિપુર ખાતે પહોંચાડવી. સાંસ્કૃતિક કાર્યક્રમમાં ભાગ લેવા ઇચ્છુક સભ્યોએ તા. ૧૫ સુધી સંપર્ક : હાર્દિક ગોદાવરિયા-૯૩૨૮૯ ૩૩૧૯૯, વિશાલ માંડલિયા-૯૦૩૩૧ ૫૬૭૮૦.

## આજનું પંચાંગ - ધરાદેવ

તારીખ : ૨-૦૮-૨૦૧૨, વાર : ગુરુવાર, તિથિ : શ્રાવણ સુદ ૧૫ (૮.૫૯ સુધી), વિક્રમ સંવત : ૨૦૬૮, શાલિવાહન શાકે : ૧૯૩૪, હિજરી તા. ૧૩-૯-૧૪૩૩, સૂર્યોદય : (ભુજ) આજે : ૬.૨૨, સૂર્યાસ્ત : (ભુજ) આજે : ૧૯.૩૩, સૂર્યોદય : (ભુજ) આવતીકાલે : ૬.૨૨, **-બ્રહસ્પતિ પૂજન, શ્રાવણી પૂર્ણિમા, રક્ષાબંધન, ઋક તૈતરીય શ્રાવણી ઈષ્ટિ,** ચંદ્ર નક્ષત્ર : શ્રવણ સ્ટા. ટા. ૨૧.૧૮ પછી ધનિષ્ઠા, યોગ : આયુષ્યમાન સ્ટા.ટા. ૨૦.૧૪ પછી સૌભાગ્ય, કરણ : બાલવ સ્ટા.ટા. ૨૦.૦૮ સુધી, આજનો દિવસ શુભ છે. ચંદ્ર રાશિ : મકર (ખ.જ.)

## આકાશવાણી

**તા. ૨-૮-૧૨, ગુરુવાર**

**સવારે :** ૬-૦૫ વિચાર બિંદુ : રક્ષાબંધન, ૬-૦૬ આરાધના, ૬-૩૦ અને ૧-૧૫ કૃષિ માહિતી : પૂરક ખાતર, ૬-૩૫ રામચરિત માનસ, ૬-૫૦ પ્રાદેશિક સમાચાર, ૭-૦૫ લંડન ખાતે રમાઇ રહેલ ઓલિમ્પિક રમતોત્સવનો સમીક્ષાત્મક અહેવાલ, ૭-૩૦ પ્રાદેશિક સમાચાર, ૮-૩૦ હિંદી સુગમ સંગીત, ૮-૫૦ ગીત સુધા, ૯-૧૫ મનોરંજન, ૯-૪૫ ગુજરાતી વાર્તાલાપ : સંસ્કૃત દિવસ -જયંતી જોશી.

**બપોરે :** ૧૨-૦૦ ઓલિમ્પિક રમતોત્સવ કાર્યક્રમના અહેવાલનો ગુજરાતી અનુવાદ, ૧૨-૩૦ પનઘટ, ૧-૩૦ જય ભારતી, ૨-૦૦ ચિત્રપટ સંગીત, ૨-૨૦ પ્રાદેશિક સમાચાર, ૨-૩૦ હિંદી સમાચારનો સંકલિત કાર્યક્રમ, ૩-૦૦ ગીત ગુર્જરી, ૩-૧૫ કાફી.

**સાંજે :** ૫-૦૫ ગુલમહોર, ૫-૩૦ સિંધી કાર્યક્રમ, ૫-૪૫ ગુજરાતી લોકવાર્તા : શિવદાન મેહડુ, ૬-૩૦ યુવવાણી ક્રાંતિગુરુ શ્યામજી કૃષ્ણવર્મા કચ્છ યુનિવર્સિટી અને સ્વ. પં. વિનાયક નાનાલાલ વોરા, સંગીત પીઠ દ્વારા આયોજિત આંતર કોલેજ સુગમ સંગીત સ્પર્ધાનાં સંકલિત અંશો, ૭-૨૧ ગામજો ચોરો : પ્રાયોજિત કાર્યક્રમ, ૮-૧૫ ચિત્રપટ સંગીત, ૮-૩૦ હિંદી સુગમ સંગીત, ૯-૧૬ પ્રાયોજિત કાર્યક્રમ, ૯-૩૦ શાસ્ત્રીય સંગીત, ૧૦-૦૦ આપના પ્રશ્નો ડોકટરનું માર્ગદર્શન, ૧૦-૩૦ શાસ્ત્રીય સંગીત : જહીરુદીન ડાગર, ફહીમુદીન ડાગર : કંઠય (દ્રુપદ ગાયન).

## માહે રમજાન

| ગુરુ તા. ૨ રોજો-૧૨ | શુક્ર તા. ૩ રોજો-૧૩ |
|---|---|
| ઇફતાર : ૭-૩૮ | સેહરી : ૪-૫૧ |

## આપની આજ

**મેષ (અ.લ.ઈ.) :** આપ ઘરની બાબતો અંગે વધારે પડતું ધ્યાન આપો. કુટુંબના સભ્યો સાથે બેસીને મહત્વની ચર્ચા વિચારણાઓ કરશો તથા ઘરની કાયાપલટ કરવા માટે કંઇક નવી ગોઠવણ અંગે વિચારશો.

**વૃષભ (બ.વ.ઉ.) :** વિદેશ વસતા સ્નેહી કે મિત્રના સમાચાર આપને આનંદવિભોર કરી દેશે. અગર આપ વિદેશ જવાની પેરવીમાં હશો તો આપના માટે તકો ઉભી થાય. લાંબા અંતરની મુસાફરી કરવાનો પ્રસંગ ઉભો થાય.

**મિથુન (ક.છ.ઘ.) :** આજે આપને નિષેધાત્મક વિચારોથી વેગળા રહેવું. નવા કાર્યનો આરંભ કે રોગપચાર માટે નવી સારવાર શરૂ કરવી હિતાવહ નથી. વધુ પડતો ખર્ચ થાય અને આપને નાણાભીડ અનુભવવી પડે.

**કર્ક (ડ.હ.) :** વૈભવી મોજશોખ અને મનોરંજનની પ્રવૃત્તિઓથી આજે આપ ખૂબ પ્રસન્ન રહેશો. વિજાતીય આકર્ષણ વધારે રહે અને વિજાતીય વ્યક્તિઓ સાથેની મુલાકાત મનને રોમાંચિત કરશે.માન પ્રતિષ્ઠામાં વધારો થાય.

**સિંહ (મ.ટ.) :** આપનો આજનો દિવસ મધ્યમ ફળ આપનાર હશે. ઘરમાં પરિવારના સભ્યો સાથે આજે સંભાળીને વર્તવું. જેથી સંઘર્ષ ટાળી શકાય.નોકરીમાં ઉચ્ચ અધિકારીઓ સાથે વાદવિવાદમાં પડવું નહિ.

**કન્યા (પ.ઠ.ણ.) :** આજના દિવસે આપને વાટાઘાટો અને ચર્ચાથી દૂર રહેવાની ગણેશજી સલાહ છે. આકસ્મિતક ધન ખર્ચની શકયતા છે. વિદ્યાર્થીઓને વિદ્યાભ્યાસમાં અવરોધ આવે. પ્રિયજન સાથેની મુલાકાતથી આનંદ થાય.

**તુલા (ર.ત.) :** આપના માટે આ શુભ સમય છે. સંવેદનશીલતાથી આપનું મન આર્દ્ર બને. શરીરમાં સ્ફૂર્તિ અને તાજગીનો અભાવ રહે. માનસિક બેચેની સતાવશે. ઘરમાં કલેશનું વાતાવરણ મનને કલુષિત કરશે.

**વૃશ્ચિક (ન.ય.) :** નવા કાર્યની શરૂઆત માટે આજે અનુકુળ દિવસ છે. સમગ્ર દિવસ દરમિયાન ચિત્તની પ્રસન્નતાનો અનુભવ કરો. ભાઇભાંડુઓ સાથે ઘરની બાબતમાં અગત્યની ચર્ચા કરો અને આનંદપૂર્વક સમય પસાર થાય.

**ધન (ભ.ફ.ધ.ઢ.) :** ગણેશજી કહે છે કે આપનો આજનો દિવસ મધ્યમ ફળદાયી નીવડશે. આપના મનમાં કોઇપણ નિર્ણય અંગે અસમજસ પેદા થાય. જેથી કોઇ ચોક્કસ નિર્ણય લઇ શકો નહીં. મનમાં વ્યગ્રતા રહે.

**મકર (ખ.જ.) :** ગણેશજીના આશીર્વાદથી આજે આપનું દરેક કાર્ય સરળતાથી પાર પડે. ઓફિસમાં અને વ્યવસાયમાં આપનું વર્ચસ્વ વધે. ઉપરી અધિકારીઓ આપના કામથી ખુશ રહે. નોકરીમાં બઢતી મળવાની પણ શકયતા છે.

**કુંભ (ગ.સ.શ.) :** આજે આપને સ્વાસ્થ્ય પ્રત્યે બેદરકાર ન રહેવાની સલાહ છે. આજે આપની માનસિક સ્વસ્થતા ઓછી હોય. કોર્ટ કચેરી જમીનની ઝંઝટમાં ન પડવું. કુટુંબમાં સભ્યો વિરોધી વર્તન કરે તેવું બને.

**મીન (દ.ચ.ઝ.થ.) :** આજે આપ કુટુંબ અને સામાજિક બાબતોમાં વધારે પ્રવૃત રહેશો. મિત્રોથી મુલાકાત અને લાભ મળે તો મિત્રો પાછળ નાણા ખર્ચવા પણ પડશે. સુંદર સ્થળે પ્રવાસ પર્યટનની શકયતા ઉભી થાય.

નખત્રાણા પોલીસ મથકમાં વૃક્ષારોપણ કરતા આઇ.જી. વી. એસ. પારગી સાથે પોલીસ અધિકારીઓ જોવા મળે છે. (તસવીર : નીતિન આંઠુ)

# નખત્રાણા પોલીસ મથકની ખામીઓ દૂર કરવા ખાતરી

### મુલાકાતે આવેલા આઇજી દ્વારા વૃક્ષારોપણ કરાયું : સમસ્યાઓ પણ હલ કરાશે

નખત્રાણા, તા. ૧ : કચ્છ વિભાગના આઇ.જી. વી. એમ. પારગી નખત્રાણા પોલીસના વાર્ષિક ઇન્સ્પેકશન તેમજ પોલીસ લાઇનના વૃક્ષારોપણ કાર્યક્રમમાં જણાવ્યું કે, કચ્છના લોકો કાયદો-વ્યવસ્થામાં પોલીસને સહકાર આપે છે.

વધુમાં તેમણે જણાવ્યું કે, કચ્છમાં પોલીસની ઘટ્ટ પુરાતી આવી છે અને ભવિષ્યમાં પૂરેપૂરી ઘટ્ટ પુરાશે. નખત્રાણા પોલીસ વિભાગનું અંતર ઘણું હોતાં અને માત્ર ૧ પી.એસ.આઇ.ની જગ્યા છે એ પાનેલીમાં બનાવ બન્યો હોય અને તે જ દિવસે પાવરપટ્ટીમાં પણ પોલીસ બનાવ બન્યો હોય તો અધિકારી એક જગ્યાએથી બીજી જગ્યાએ પહોંચવા સમય લાગે છે. તો તે બાબતે બંદોબસ્ત ગોઠવવા સાથે તેમણે ભવિષ્યમાં તે વ્યવસ્થા પણ ગોઠવાઇ જશે તેવી ખાતરી આપી હતી. પોલીસ મથકની જે ખામી હતી તે તાત્કાલિક દૂર કરવા પશ્ચિમ વિભાગના પોલીસ અધિકારીઓને સૂચના આપીને ફરી આવી ક્યારેય ખામી ન રહે તેવો અનુરોધ કર્યો હતો. વૃક્ષારોપણ કરતાં કહ્યું હતું કે, વન વિભાગ દ્વારા જે વૃક્ષોનું વાવેતર કરાય છે તે કામગીરી પ્રશંસનીય છે. પોલીસ લાઇનમાં વૃક્ષારોપણથી તે લાઇન હરિયાળી બની જશે. જિલ્લા પોલીસ અધિકારી બિપિન આહીરે, નખત્રાણા વિભાગીય પોલીસ અધિકારી એમ. કે. જાડેજા, સીપીઆઇ ઝાલા, ડીએસપી રીડર ઝાલા, નખત્રાણા પી. એસ. રાણા, એમ. એન. રાણા તેમજ નલિયા પીએસઆઇ, કોઠારા પીએસઆઇ, દયાપર પીએસઆઇ, નરા પીએસઆઇ. વાયોર પીએસઆઇ વગેરેએ પોલીસ લાઇનમાં ૬૬ વૃક્ષોનું રોપણ કર્યું હતું.

## ભુજમાં મેળા દરમ્યાન વિજયરાજજી લાયબ્રેરીમાં સંગ્રહ પ્રદર્શન

ભુજ, તા. ૧ : સાતમ-આઠમના લોકમેળા પ્રસંગે ગ્લોબલ-કચ્છ હોબી કોર્નર અને કચ્છ ફિલાટેલિક એસોસિયેશન તરફથી વિજયરાજજી લાયબ્રેરી હોલમાં વિવિધ સંગ્રહ પ્રદર્શન તા. ૮થી ૧૦ સુધી યોજાશે.

આ પ્રદર્શનમાં વિવિધ સંગ્રહ જેમ કે ટપાલ ટિકિટો, સિક્કાઓ, પોસ્ટલ સ્ટેશનરી, બેન્ક નોટો, માય સ્ટેમ્પ, બર્થડે નોટ, કીચેઇન, સ્કેચ, ફોટાઓ વિ. પ્રદર્શિત કરાશે, ભાગ લેવા સભ્યોએ પ્રમુખ ચન્દ્રવદન મહેતા ૯૯૭૮૦ ૫૨૮૦૦ અને મંત્રી દિનેશ મહેતા ૯૮૨૫૨ ૮૮૬૭૫ પાસે નામ નોંધાવવા.

## શબ્દ વ્યાયામ

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ■ | ૨ | | ૩ | | ■ | ૪ | ■ |
| ૫ | ૬ | | ■ | | ■ | ૭ | | ૮ |
| ■ | | ■ | ૯ | | | | ■ | |
| ૧૦ | | ૧૧ | ■ | | ■ | ૧૨ | ૧૩ | ■ |
| | ■ | ૧૪ | | ■ | ૧૫ | ■ | ૧૬ | |
| ■ | ૧૭ | | ■ | ૧૮ | | | | ■ |
| ૧૯ | | ■ | ૨૦ | | | ■ | ૨૧ | ૨૨ |
| ૨૩ | | ૨૪ | ■ | ૨૫ | | ૨૬ | ■ | |
| | ■ | ૨૭ | | | ■ | ૨૮ | | ■ |

**આડી ચાવી**

૨. આ તો ઊલટો ચોર...ને દંડે (૪)
૫. વખતસર (૩)
૭. હલવાઇ (૩)
૯. આ કામ...થી થઇ જાય એવું છે (૪)
૧૦. ક્રિકેટ મેચમાં ખેલાડી જલદી... થાય ત્યારે પ્રેક્ષકો હુરિયો બોલાવે છે (૩)
૧૨. પગ અને હાથનાં આંગળાં સાથે એ જોડાયેલા રહે છે (૨)
૧૪. ....સલામત તો પઘડિયાં બહોત (૨)
૧૬. અમુક લંબાઇનો આંતરો (૨)
૧૭. અત્તરવાળું પૂમડું (૨)
૧૮. ...પત્રિકા, કંકોતરી (૪)
૧૯. ....કરો, ફળની આશા ન રાખો (૨)
૨૦. એક ઝાડ, જેના પાંદડાં ઉપર રેશમના કીડા ઊછરે છે (૩)
૨૧. 'લાખ' (કચ્છી) (૨)
૨૩. પરસેવો (૩)
૨૫. નિરાશ, નાસીપાસ (૩)
૨૭. સેવા ચાકરી (૩)
૨૮. 'અમાન્ય'નો વિરોધી (૨)

**ઊભી ચાવી**

૧. ....આગળ ભાગવત (૨)
૨. નિશાળ (૨)
૩. 'શૂરવીરતા'નો વિરોધી (૪)
૪. ગુંડો (૨)
૬. વેચવા કાઢેલું (૩)
૭. શણનું જાડું કાપડ (૩)
૮. શેરડી (૨)
૧૦. ....વ્યાધિ અને ઉપાધિ (૨)
૧૧. ઉઝરડા, ફાટ કે ચીરામાંથી પ્રવાહીનું બહાર આવવું તે (૩)
૧૩. ....ધીરે સે જાના ખટિયન મેં (૪)
૧૫. પામર હોવા પણું (૪)
૧૭. ઔષધશાળા (૩)
૧૮. કૌતુક, નવાઇ (૪)
૧૯. છળ, પ્રપંચ (૩)
૨૨. ...મારા નંદજીના લાલ (૨)
૨૪. ......બુક (૨)
૨૬. યે... તો જલે રોશની કે લિયે (૨)

-કૃષ્ણકાંત ભાટીઆ

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ઉ | પ | ર | ■ | ભ | ■ | ચા | હ | ના |
| મા | તા | ■ | લા | ય | ક | ■ | રી | ત |
| ■ | વ | મ | ળ | ■ | વ | ક | ફ | ■ |
| ચો | ટ | લી | ■ | ચં | ચ | લ | ■ | ચી |
| કક | ■ | દો | ક | ડો | ■ | સ | ન | મ |
| સ | હી | ■ | પ | ળ | શી | ■ | ફા | કી |
| ■ | મ | ર | ચી | ■ | ત | ણ | ખો | ■ |
| રા | જ | સી | ■ | ટી | કા | ■ | રી | સ |
| જી | ■ | દ | ■ | પ | લ | ટો | ■ | ત્ય |

## શનિવારે ગાંધીધામમાં ઔષધીય વનસ્પતિ રોપાનું નિઃશુલ્ક વિતરણ

ગાંધીધામ, તા. ૧ : અહીંની પાતંજલિ યોગ સમિતિ તથા ભારત સ્વાભિમાન ટ્રસ્ટના ચિકિત્સાલય ખાતેથી તા. ૪/૮ શનિવારે ઔષધીય રોપાઓનું વિનામૂલ્યે વિતરણ કરાશે.

સંસ્થાની યાદીમાં જણાવ્યા પ્રમાણે આયુર્વેદાચાર્ય બાલકૃષ્ણજીના જન્મદિવસને જડીબુદ્ધી દિવસ તરીકે મનાવાય છે. આથી ૪૦૦ કવાર્ટર, ગુરુદ્વારા રોડ, આઇસ ફેકટરી પાસે આવેલાં પાતંજલિ ચિકીત્સાલય ખાતેથી શનિવારે અંજાર વન વિભાગના સહયોગથી તુલસી, કુંવરપાઠું (એલોવીરા), ગળો (ગીલોય) વગેરે જેવા ઔષધિય રોપાનું નિઃશુલ્ક વિતરણ કરાશે.

## સોનલપુર ગ્રામજનો દ્વારા કાલે અભિવાદન સમારંભ યોજાશે

ભુજ, તા. ૧ : લખપત તા.ના પાનધ્રો વિસ્તારમાં સોનલપુર ગ્રામજનો દ્વારા ગામની રચના વખતે શરણાર્થી પરિવારો જ્યાં રહેતા હતા તે જમીન ગામતળ તરીકે મંજૂરી માટેના લાંબા સમયના પ્રશ્નને મુખ્યમંત્રી સમક્ષ રજૂઆત કરી તમામ સંબંધિત ખાતાઓ પાસે રૂબરૂ જમીન રહેવા માટેના પ્રયાસ બદલ ધારાસભ્ય અને ક.જિ. ભાજપ અધ્યક્ષ જયંતીભાઇ ભાનુશાલીના યોગદાન બદલ તા. ૩/૮ના સવારે ૧૧ વાગ્યે સન્માન કાર્યક્રમ યોજાશે. આ પ્રસંગે બસ સ્ટેશનનું ખાતમુહૂર્ત ત્યારબાદ બપોરે ૧.૩૦ કલાકે પાનધ્રો તાલુકા પંચાયત બેઠક યોજાશે. તેવું કચ્છ જિલ્લા ભાજપ સાંસ્કૃતિક સેલના કન્વિનર જયેશદાન ગઢવીની યાદીમાં જણાવાયું હતું.

## સિદ્ધિ પ્રાપ્તોનું મુંબઇના ટ્રસ્ટો દ્વારા સન્માન કરાયું

થાણા (મુંબઇ), તા. ૧ : આષાઢી બીજે અહીં વિવિધ સંસ્થાઓ દ્વારા ઉચ્ચ ગુણાંકે ઉત્તીર્ણ છાત્રો તથા સેવાભાવીઓનું સન્માન કરાયું હતું.

એન.કે.ટી. થાણાવાલા ટ્રસ્ટ, અખિલ ભારતીય ગુજરાતી સમાજ, ટી. જે. એજ્યુકેશન સોસાયટી, મીનાબેન મગનલાલ ખીમજી ઠક્કર, થાણાવાલા ચેરિટેબલ ટ્રસ્ટ તથા ચંપાબેન કાનજીભાઇ ખીમજી ઠક્કર હાઇસ્કૂલ દ્વારા મેરિટમાં આવેલા ૭૧ છાત્રોનું સન્માન કરાયું હતું. ઉપરાંત નવા મુંબઇ મર્ચન્ટ ચેમ્બરમાં ડાયરેક્ટર પદે ચૂંટાયેલા સુરેશ વીરજી ઠક્કરનું પણ સન્માન કરવામાં આવ્યું હતું. અધ્યક્ષ નાનજીભાઇ થાણાવાલા, ઉપાધ્યક્ષ મગનભાઇ ઠક્કર, સેક્રેટરી નટવરલાલ ઠક્કર, પ્રભુ દેસાઇ વિ. ઉપસ્થિત રહ્યા હતા.

## એલએમવી મોટરકાર વાહનો માટે નવા નંબરની સિરીઝ શરૂ કરાશે

ભુજ, તા. ૧ : આર.ટી.ઓ. કચેરીમાં ભુજ/ગાંધીધામ એલએમવી મોટરકાર વાહનો માટે જીજે ૧૨ બીઆર-૧થી ૯૯૯૯ નંબરની નવી સિરીઝ તા. ૮/૮ના શરૂ કરાશે. પસંદગીના નંબરો મેળવવા માટેની અરજીઓ ઓફરની રકમ દર્શાવી કરી શકાશે. હેવી ગુડઝ વાહનો પસંદગીના નંબરની લઘુતમ ફી રૂા. ૫૦૦૦ ઉપરાંત મહત્તમ કેટલી રકમ ભરવા માંગે છે, તેની વિગત આંકડા અને શબ્દોમાં સ્પષ્ટ દર્શાવવી.

એક જ નંબર માટે એકથી વધુ અરજીઓ આવી હશે તેવા કિસ્સામાં સૌથી વધુ રકમની ડિમાન્ડ ડ્રાફ્ટ/પે ઓર્ડર હશે તેને પસંદગીના નંબર ફાળવાશે. બાકીની અરજીઓ દફતરે કરાશે. અરજી સાથે રજિસ્ટ્રેશન હુકમ થયેલ નમૂનો-૨૦ ડીડી/પે ઓર્ડર સીલબંધ કરવા ઉપર વાહન માલિકનું નામ સરનામું દર્શાવી તા. ૭/૮ના ૧૧થી ૫ દરમિયાન રૂબરૂ પહોંચાડવી, જેમાં તે દિવસે ૩૦ દિવસની મુદ્દત પૂર્ણ થયેલા ફોર્મ-૨૦ રૂબરૂમાં પરત કરાશે, જેથી અરજી કરનારે આર.ટી.ઓ. કચેરીમાં ઉપસ્થિત રહેવું. વધુ વિગતો આર.ટી.ઓ. કચેરીના જનસંપર્ક અધિકારી પાસેથી મળી શકશે. કવરો તા. ૮/૮ના સવારે ૧૨ વાગ્યે આર.ટી.ઓ. રૂબરૂ મોકલાશે. નંબર ફાળવણીની કામગીરીમાં ખલેલ કે રૂકાવટ સામે કાયદેસરની કાર્યવાહી કરાશે તેમ આર.ટી.ઓ. દ્વારા જણાવાયું હતું.

## મોટર સાયકલ નંબરની નવી સિરીઝ માટે અરજી કરવી

ભુજ, તા. ૧ : આર.ટી.ઓ. કચેરી દ્વારા તા. ૭/૮ના મોટર સાઇકલ વાહનો માટે જી.જે. ૧૨ બીક્યુ-૧થી ૯૯૯૯ નંબરની નવી સિરીઝ શરૂ કરાશે. પસંદગીના નંબરો મેળવવા અરજીઓ ઓફરની રકમ દર્શાવી કરવી. મોટર સાયકલની પસંદગીના નંબરની લઘુતમ ફી રૂા. ૧૦૦૦ ઉપરાંત મહત્તમ કેટલી રકમ ભરવા માંગે છે તેની વિગત દર્શાવવી. સેલ સર્ટિફિકેટ (ફોર્મ ૨૧)ની મુદ્દત તા. ૭/૮ના દિવસ-૩૦ પૂર્ણ થઇ હોય તેવા અરજદારોને પસંદગી નંબર માટે અરજી વિચારણા હેઠળ લેવાશે નહીં.

અરજી અને વધુ વિગતો આર.ટી.ઓ. કચેરીના જનસંપર્ક અધિકારી પાસેથી મેળવી તા. ૬/૮ના ૧૧થી ૫ દરમિયાન રૂબરૂ કે રજિસ્ટર્ડ ટપાલથી પહોંચાડવી. કવરો તા. ૭/૮ના સવારે ૧૨ વાગ્યે આર.ટી.ઓ. રૂબરૂ ખોલાશે તેવું આર.ટી.ઓ. દ્વારા જણાવાયું હતું.

## રોજગાર ભરતી મેળામાં જોડાવા અંગે

ભુજ, તા. ૧ : રોજગાર વિનિયમ કચેરી દ્વારા સ્વામી વિવેકાનંદ જોબ ફેર સપ્તાહ અન્વયે તા. ૭/૮ના કે.કે.એમ.એસ. ગર્લ્સ હાઇસ્કૂલ, નગરપાલિકા ટાવર પાસે, દેવળિયા નાકા અંજાર ખાતે બપોરે ૨ કલાકે જાહેર ભરતી મેળાનું આયોજન કરાયું છે.

જેમાં ધો. ૮થી ૧૨ની લાયકાત, આઇટીઆઇ ફીટર/વેલ્ડર/ઇલેકટ્રીશીયન/બોયલર એટેન્ડન્ટ/ડિપ્લોમા મિકેનિકલ/ડીપ્લોમા ઇલેકટ્રીની લાયકાત ઉમેદવારો ઉપસ્થિત રહી શકશે. તા. ૯/૮ના બપોરે ૨ કલાકે આઇટીઆઇ ભચાઉ ખાતે જાહેર ભરતીમેળો યોજાશે. જેમાં સિક્યુરિટી ગાર્ડ માટે એક્સ સર્વિસમેન, આઇટીઆઇ ફિટર/બોયલર એટેન્ડન્ટ/એ.ઓ.સી.પી./બી.એસસી. કેમિસ્ટ્રી તેમજ ધો. ૮, ૯ પાસની લાયકાતવાળા ઉમેદવારો જોડાઇ શકશે. ઇચ્છુક ઉમેદવારોએ પ્રમાણપત્રો/બાયોડેટા/ફોટોગ્રાફ/અનુભવ હોય તો તેના પ્રમાણપત્રો સાથે ઉપસ્થિત રહેવું. સદર ભરતી મેળામાં અલગ અલગ ઔદ્યોગિક ગૃહોના પ્રતિનિધિ ઉપસ્થિત રહી પસંદગીની કાર્યવાહી કરશે. રોજગાર વિનિમય કચેરી ખાતે નામ નોંધણી નહીં કરાવેલ ઉમેદવારો પણ મેળામાં ઉપસ્થિત રહી શકશે તેમ રોજગાર અધિકારી ભુજ દ્વારા જણાવાયું હતું.

## હવાઇ દળના માજી-સૈનિકોના બાળકોને શિષ્યવૃત્તિ અંગે

ભુજ, તા. ૧ : એરફોર્સમાંથી નિવૃત્ત માજી-સૈનિકો/સ્વર્ગસ્થ માજી-સૈનિકોના બાળકો માટે શૈક્ષણિક વર્ષ ૨૦૧૨-૧૩ના વર્ષ માટે સ્કોલરશિપના ફોર્મ જિલ્લા સૈનિક કલ્યાણ અને પુનર્વસવાટ કચેરી, જામનગરમાં આવી ગયા છે. જેઓને રાજ્ય સૈનિક બોર્ડ, ગુજરાત રાજ્ય તરફથી સ્કોલરશિપ મળવાપાત્ર થતી ન હોય તેવા એરફોર્સના માજી સૈનિકોના અભ્યાસ કરતા સંતાનોને એરફોર્સ બેનીવોલન્ટ ફંડમાંથી સ્કોલરશીપ મળવાપાત્ર થાય છે. જે માટે ઇચ્છુકો ફોર્મ જિલ્લા સૈનિક કલ્યાણ અને પુનર્વસાટ કચેરી, જામનગરથી કચેરી સમય દરમ્યાન રૂબરૂ અથવા પત્ર દ્વારા મેળવી લેવા ફોર્મ તૈયાર કરી નવી દિલ્હી ખાતે તમામ કોર્ષ માટે તા. ૩૦/૯ અને અંડર ગ્રેજ્યુએશન પ્રોફેશનલ કોર્ષ માટે તા. ૩૧/૧૦ સુધી મોકલવા. વધુ જાણકારી માટે કચેરી સમય દરમ્યાન રૂબરૂ અથવા ફોન-૦૨૮૮-૨૫૫૮૩૧૧ પર સંપર્ક સાધવો.

## વિકલાંગ વ્યક્તિઓના કલ્યાણ માટે પારિતોષિક વર્ષ-૨૦૧૨

ભુજ, તા. ૧ : વર્ષ ૨૦૧૨ના રાષ્ટ્રીય/રાજ્ય વિકલાંગ પારિતોષિકની સ્પર્ધા માટે વર્ષ-૧૨ દરમ્યાન કરાયેલી શ્રેષ્ઠ પ્રવૃત્તિઓની વિગતો શારીરિક ક્ષતિ ધરાવતી શ્રેષ્ઠ કાર્યક્રમ વ્યકિતઓ/સ્વરોજગાર કરતી વિકલાંગ વ્યકિતઓ, વિકલાંગોને કામે રાખતા શ્રેષ્ઠ નોકરી દાતાઓ તથા વિકલાંગ વ્યકિતઓને થાળે પાડવાની કામગીરી કરતા પ્લેસમેન્ટ ઓફિસર્સ પાસેથી નિયત નમૂનામાં અરજીઓ સાધનિક દસ્તાવેજો સહિત મોકલવા. પારિતોષિકો માટેના નિયત અરજીપત્રકો નજીકની રોજગાર કચેરી, ભુજ બહુમાળી ભવન-૧૦૨માંથી વિનામૂલ્યે તા. ૯/૮ સુધી મળી શકશે. ભરેલ અરજીપત્રકો રોજગાર કચેરી ભુજને તા. ૯/૮ સુધીમાં રૂબરૂ અથવા ટપાલ દ્વારા જરૂરી બિડાણો સહિત મોકલવા. અગાઉ તા. ૨૭/૭ હતી. વધુ માહિતી માટે રોજગાર કચેરી, ભુજનો સંપર્ક કરવો.

## ટીવી પરદે આજનું રૂપેરી રંજન

ઝી સિનેમા પર રાત્રે નવ કલાકે ડબલ ધમાલ

**ઝી સિનેમા :** ૭.૨૦ હરિદર્શન, ૧૧.૦૦ ગુંડારાજ, ૨.૦૦ અજનબી, ૫.૩૦ ખલનાયક, ૯.૦૦ ડબલ ધમાલ, **સ્ટાર ગોલ્ડ :** ૯.૩૦ ક્રાંતિ, ૧૨.૩૦ બાદશાહ, ૩.૩૦ બીવી નં.-૧, ૬.૦૦ ક્યામત : સિટી અન્ડર થ્રેટ, ૯.૦૦ અખિયોં સે ગોલી મારે, **સેટ મેક્સ :** ૮.૦૦ જમાઇરાજા, ૧૧.૫૦ નમસ્તે લંડન, ૩.૦૦ એક ઔર રક્ષક, ૫.૩૦ વાસ્તવ, ૬ રિયાલિટી, ૯.૦૦ પરવરિશ, **યુટીવી મૂવીઝ :** ૮.૩૦ વેલકમ, ૧૨.૦૦ બલવાન, ૬.૦૦ હથિયાર, ૯.૦૦ જ્યોતિ બને જ્વાલા, **સ્ટાર મૂવીઝ :** ૧૦.૦૦ સ્પીડ, ૧૨.૦૦ ધ ટ્રાન્સપોર્ટર, ૨.૦૦ નાઇટ એટ ધ મ્યુઝિયમ-ટુ : બેટલ ઓફ ધ સ્મિટ સોનિઅન, ૪.૦૦ સ્પીડ-ટુ : ક્રૂઝ કન્ટ્રોલ, ૬.૩૦ ધ રિક્રુટ, ૯.૦૦ રેટોટોઇલી, ૧૧.૦૦ અનસ્ટોપેબલ

# મરણનોંધ

**ભુજ :** મૂળ માંડવીના હાલે કોલકાતા **કચ્છી દશા મોઢ માંડલિયા રેખાબેન હીરાલાલ સિંગ્જીયાણી** તે સ્વ. રજનીકાંત હીરાલાલના પત્ની, રસિકલાલ હીરાલાલ, સ્વ. નવનીતલાલ, સ્વ. દુમનબેન કાંતિલાલ મહેતા, મંગળાબેન કાંતિલાલ માંડલિયાના ભાભી, વિજય કાંતિલાલ માંડલિયા (ભુજ)ના મામી તા. ૩૦-૭ના કોલકાતા ખાતે અવસાન પામ્યા છે. લૌકિક વ્યવહાર બંધ છે.

**ભુજ :** મૂળ લોડાઇના **વિઠ્ઠલદાસ કરસન ગેડિયા** (ઉ. વ. ૪૮) તે હીરાબેનના પતિ, જમનાબેન, સ્વ. કુંવરબેન, શાંતિબેન, જશોદા, સમરથ, બાબુભાઇના ભાઇ, પ્રકાશ, ભાવના, રેખા, આશા, રાખીના પિતા, ધનજી રામજી, બાબુલાલ પરબતના કાકાઇ ભાઇ, કોટાયના રવજી વાઘજી જોગેલ, મનજી વાઘજીના બનેવી, ભરત ધનજી, ઇશ્વર બાબુ, જયેશ શાંતિલાલ તથા કિશનના મોટા બાપા, મોખાણાના ખંઢેરા ભરત ભીખા, કોટડા (ચા.)ના અશ્વિન હરિલાલના સસરા, જીવણ પીતાંબર, સ્વ. ભાણજી બિજલ તથા લાલજી કેશવજી (બીએસએનએલ), રાણા જીવા ધોરિયા (એસઆરપી), ખંઢેરા બાબુ ગોપાલના સાળા તા. ૩૧-૭ના અવસાન પામ્યા છે. બેસણું તથા ઘડાઢોળ (પાણી) તા. ૩-૮ શુક્રવારે સવારે ૧૦ વાગ્યે નિવાસસ્થાન ડી.પી. ચોક, જનતાનગરી ખાતે.

**ગાંધીધામ : કચ્છ ગુર્જર ક્ષત્રિય રમેશભાઇ ભવાનજી ચૌહાણ** (ઉ. વ. ૫૦) તે નયનાબેનના પતિ, અ.નિ. ભવાનજી કાનજી ચૌહાણના પુત્ર, રિદ્ધિ કુશાગ્ર કપાસી (મુંબઇ) તથા જાનકીના પિતા, બલરામભાઇ (બીબીસી પાન), મહેશભાઇ (ટેલિફોન), હિંમત, હંસાબેન (રાજકોટ), સુશીલાબેન (ભુજ)ના ભાઇ, સ્વ. પુરુષોત્તમભાઇ ડાહ્યાભાઇ સોલંકી (માધાપર)ના જમાઇ, મહેશભાઇ સોલંકી (ભુજ) બેનામ, વિનોદભાઇ સોલંકી (સામાજિક અગ્રણી), મનોજભાઇ સોલંકીના બનેવી તા. ૧-૮ના અવસાન પામ્યા છે. સ્મશાનયાત્રા તા. ૨-૮ના સવારે ૮ વાગ્યે તેમના નિવાસસ્થાન લીલાશાહનગર, ગાંધીધામથી નીકળશે. પ્રાર્થનાસભા તા. ૩-૮ શુક્રવારે ૫થી ૬ વાગ્યે સાધુ વાસવાણી ઇન્ટરનેશનલ સ્કૂલ, લીલાશા નગર, ગાંધીધામ મધ્યે.

**આદિપુર : લક્ષ્મીબેન લક્ષ્મણ પારદાસાણી** (ઉ. વ. ૭૮) તે સ્વ. લક્ષ્મણ પારદાસાણીના પત્ની, મહેશ, અજિત, સુનિલ (ડેવલોપર્સ ઓફિસર એલ.આઇ.સી.-ગાંધીધામ)ના માતા તા. ૧-૮ના અવસાન પામ્યા છે. અંતિમયાત્રા તા. ૨-૮ના સવારે ૧૦ વાગ્યે નિવાસસ્થાન પ્લોટ નં. ૩૨૩, વોર્ડ ૩/એ, આદિપુરથી નીકળશે.

**આદિપુર :** મૂળ તુણાના **ઠા. લક્ષ્મીદાસ ચોથાણી** (ઉ. વ. ૬૦) (રિટાયર્ડ એસ.બી.આઇ.) તે સ્વ. રામજી સુંદરજીના પુત્ર, સ્વ. જયચંદ્ર, કમલકાંત, કિશોર, પ્રકાશના ભાઇ, લતાબેનના પતિ, ભાવિકાબેન, કિરણભાઇ, ભક્તિના પિતા, દીપાબેન, જીજ્ઞેશકુમાર કનકચંદ્ર ગંધા (ભુજ)ના સસરા, માન્યના દાદા, કારિયા મોહનજી વલમજી (ટપ્પર)ના જમાઇ, વિશ્રામભાઇ, કમળાબેન, જેન્તીલાલના બનેવી તા. ૩૧-૭ના અવસાન પામ્યા છે. બંને પક્ષની પ્રાર્થનાસભા તા. ૩-૮ શુક્રવારે સાંજે ૪થી ૫ ભાઇઓ તથા બહેનો માટે સાથે લોહાણા મહાજનવાડી ખાતે.

**દેશલપર (વાંઢાય) : ઇસ્માઇલ કારા હિંગોરજા** (ઉ. વ. ૭૫) તે મ. ઇબ્રાહીમ, ઓસમાણના ભાઇ, આધમ, કાસમ, હુસેન, સુલેમાન, જાકુબના પિતા, સિધિકભાઇ (નાગિયારી)ના સસરા, આમદ, રજાક, રફીકના મોટા બાપા તા. ૧-૮ના અવસાન પામ્યા છે. વાયેઝ તથા જિયારત તા. ૩-૮ના શુક્રવારે સાંજે અસરનમાજ બાદ સાંજે ૬ વાગ્યે નિવાસસ્થાને.

**મેઘપર (તા. ભુજ) :** મૂળ મોટી ખાખરના **જુમાભાઇ વેલાભાઇ સંજોટ** (ઉ. વ. ૬૭) તે ભીખાલાલ, ભચીબાઇ, લક્ષ્મીબાઇ, શાંતાબેનના પિતા, સ્વ. ફકીરાભાઇ, કારાભાઇના ભાઇ, વીરજી, રમેશના મોટાબાપા, બુઢાભાઇના કાકા, કાનજી, નારાણ, સામજીના સસરા તા. ૩૧-૭ના અવસાન પામ્યા છે. ધાર્મિકક્રિયા તા. ૭-૮ બુધવારે રાત્રે આગરી અને ૮-૮ ગુરુવારે સવારે ઘડાઢોળ-પાણી નિવાસસ્થાને.

**કેરા (તા. ભુજ) : જેહરાબાઇ ગુલામહુસેન ખોજા** (ઉ. વ. ૬૨) તે હુસેનઅલી, હબીબઅલી, અકબરઅલી, મ. શબ્બીરઅલીના બહેન, સલીમઅલી હસનઅલીના માસી તા. ૧-૮ના અવસાન પામ્યા છે. જિયારત તા. ૩-૮ શુક્રવારે સાંજે ૫ વાગ્યે ખોજા મસ્જિદ, ઇમામવાળા હોલ ખાતે.

**બિદડા (તા. માંડવી) : રાજગોર ઉમ્યાશંકર વલ્લભજીભાઇ મોતા** (ઉ. વ. ૭૫) તે નર્મદાબેનના પતિ, મંગલદાસ (ભોજાય), સ્વ. શંકરલાલ (કટક)ના ભાઇ, હેમલતા, દમયંતી, વનિતા, સુરેશ, કિશોરના પિતા, સ્વ. વિશનજી ચત્રભુજ શિણાઇના જમાઇ, રવિલાલભાઇ, ભવાનજીભાઇ, રુક્ષ્મણીબાઇ મોરારજી (ફરાદી), રતનબાઇ શંકરલાલભાઇ (કટક), લક્ષ્મીબાઇ શંભુલાલ (ભુજ), ગં.સ્વ. ચંચલબેન ઉમ્યાશંકર નાગુ (બિદડા), નિર્મળાબેન હરિલાલ નાકર (બિદડા હાલે ભુજ)ના બનેવી, સ્વ. વિઠ્ઠલદાસભાઇ બાબુલાલભાઇ (ઇફકો-ગાંધીધામ), ઇશ્વરલાલ, વૈશાલીના સસરા, દીપાલી, મયૂરી, જુલી, સોનાના દાદા તા. ૩૧-૭ના અવસાન પામ્યા છે. બંને પક્ષની સાદડી તા. ૩-૮, ૪-૮ બે દિવસ નિવાસસ્થાન ભાનાતર વાડી વિસ્તાર, બિદડા ખાતે.

**લુડવા :** હાલે મલાડ (મુંબઇ) **વાલબાઇ નાનજી વેલાણી** (ઉ. વ. ૯૦) તે નરસિંહભાઇ, કેશુભાઇના માતા તા. ૧-૮ના મલાડ ખાતે અવસાન પામ્યા છે. સાદડી નિવાસસ્થાને લુડવા ખાતે તા. ૩-૮ના સવારે ૮થી ૧૧ વાગ્યા સુધી.

**આમારા (તા. નખત્રાણા) : રાઠોડ નાથાભાઇ ઓખાભાઇ** (મૂળ ખોખલા, તા. ચાણસ્મા) (ઉ. વ. ૯૯) તે નરોત્તમભાઇ (મુખ્ય શિક્ષક પ્રાથમિક શાળા-આમારા), જેન્તીભાઇ (ડી.ઇ. જીઇબી-ગાંધીનગર) તથા અરવિંદભાઇના પિતા, શૈલેશ, નીરવ, રાજ, શ્લોકના દાદા તા. ૩૧-૭ના અવસાન પામ્યા છે. સાદડી તા. ૪-૮ના તેમના નિવાસસ્થાને ખોખલા ખાતે.

**કોઠારા (તા. અબડાસા) : પરગડું આચાર હીરા** (ઉ. વ. ૭૫) તે માનબાઇના પતિ, થાવર, બાયાબાઇ (વરાડિયા), સ્વ. જેઠબાઇ (નેત્રા), માનભાઇ (રસલિયા)ના ભાઇ, પબા ગોવા, સ્વ. ટાયા ગોવા (દદામાપર)ના બનેવી, પૂંજાભાઇ, પચાણભાઇ, સ્વ. હરજી, જીવાબાઇ (છાડુરા), ડેમાબાઇ (સાંભડા), લક્ષ્મીબેન (રસલિયા)ના પિતા, બાબુલાલ, દેવજીના કાકા, લીલબાઇ, લાલજી, હેમંત, પ્રવીણ, સરોજ, ચેતનના દાદા તા. ૧-૮ના અવસાન પામ્યા છે. બારસ ૧૧-૮ શનિવારે સાંજે કોઠ તથા ૧૨-૮ના ઘડાઢોળ નિવાસસ્થાન હરિજનવાસ ખાતે.

**જંગી (તા. ભચાઉ) : મેવાડા સુથાર ગણેશભાઇ રાજાભાઇ** (ઉ. વ. ૮૪) તે અમીબેનના પતિ, સ્વ. રતાભાઇના ભાઇ, ભગવાનજી, નારાણ, અમરશીંના પિતરાઇ ભાઇ, રણછોડ, કાનજી, હરખચંદ, કમલેશ, મગન, રમેશના પિતા તા. ૩૧-૭ના અવસાન પામ્યા છે. ચોગ્રામ તા. ૩-૮ના શુક્રવારે નિવાસસ્થાને.

# રાપર તાલુકાના ૧૧ ગામોમાં નરેગાનું ચૂકવણું થતું નથી

## કલેક્ટર સમક્ષ કરાયેલી રજૂઆતમાં ગરીબ મજૂરોને નાણાં આપવા માંગ

રાપર, તા. ૧ : રાપર તાલુકાના ૧૧ ગામોમાં નરેગા હેઠળ કામો થયા છે, પરંતુ મજૂરોને ચૂકવણું નહીં થતાં આર્થિક મુશ્કેલી થઇ હોવાની કલેક્ટર સમક્ષ રજૂઆત કરાઇ છે.

ગામોના લોકોએ કલેક્ટરને લખેલા પત્રમાં જણાવ્યું હતું કે, બેલા, ધબડા, રાસાજી ગઢડા, દેશલપર, વ્રજવાણી, કાનમેર, જોધપરવાંઢ, રાયમલવાંઢ, બાદલપર વગેરે ગામોના મજૂરોને તળાવ સુધારણાના કામનું મહેનતાણું મળ્યું નથી.

કયા ગામના કેટલા મજૂરોએ કામ કર્યું હતું, તેની વિગતવાર માહિતી રજૂ કરીને જણાવાયું હતું કે, લાંબા સમય સુધી કામ કર્યા પછી ચૂકવણું ન થાય તો ગરીબ પરિવારોનું ગુજરાન કેમ ચાલી શકે તેવો પત્રમાં સવાલ કરીને તાત્કાલિક અસરથી બાકી રહેતી રકમ મજૂરોને ચૂકવવામાં આવે તેવી માંગ કરવામાં આવી હતી.

આણંદસરમાં આયોજિત શિવપુરાણમાં એકત્ર ભાવિકોનો સમૂહ. ઇન્સેટ તસવીરમાં વક્તા ભક્તિરામ બાપુ. (તસવીર : શાંતિલાલ લીંબાણી)

# જ્યાં સમાજ સંગઠિત હોય ત્યાં ધાર્મિક આયોજન થાય : આણંદસર કથામાં શીખ

## પ્રારંભે જલયાત્રા યોજાઇ : યજ્ઞાદિ કાર્યો પણ સંપન્ન

આણંદસર (તા. નખત્રાણા), તા. ૧ : દયા અને દાન ધર્મના પ્રવેશદ્વાર છે. સાધના શરીરને નવી ઊર્જા આપે છે જ્યારે ભક્તિ ભવસાગર તરવાની નાવ છે. આણંદસર ખાતેની શિવપુરાણમાં વક્તા ભક્તિરામબાપુએ આવી શીખ આપી હતી.

પાટીદાર સમાજ આયોજિત મહાશિવપુરાણનું શ્રવણ કરવા ભક્તજનો આવી રહ્યા છે. નર્મદેશ્વર મહાદેવ મંદિરમાં નૂતન મૂર્તિપ્રતિષ્ઠા પ્રસંગે જલયાત્રા કાઢવામાં આવી હતી. કથાના પ્રારંભ પ્રસંગે રામ મંદિર-વિરાણી મહંત શાંતિદાસબાપુએ જણાવ્યું કે જે સમાજ સંગઠિત હોય ત્યાં ધાર્મિક આયોજનો થાય છે. તેમણે આણંદસર ગામની એકતાને બિરદાવી હતી.

નર્મદેશ્વર મહાદેવ મંદિર અને પ્રતિષ્ઠા હોમ-હવનના મુખ્ય યજમાન સ્વ. રામજીભાઇ કરશન ભગત પરિવાર (હરદાવાળા) દ્વારા યજ્ઞાદિ કાર્યો કરવામાં આવ્યા હતા. યજ્ઞાદિવિધિ શાસ્ત્રી હંસરાજભાઇ જોષીએ કરાવી હતી. જલયાત્રામાં ભાવિકો જોડાયા હતા. સાત દિવસના ભોજનના દાતા સ્વ. લધા માવજી અને જીવરાજ માવજી ભગત પરિવાર છે.

કથાશ્રવણ સવારે ૮થી બપોરે ૧૨ કલાક સુધી ચાલે છે. રાત્રે સાંસ્કૃતિક કાર્યક્રમો અને કથાનું જીવંત પ્રસારણ કેબલ દ્વારા ૩૩ ગામમાં થઇ રહ્યું છે. આયોજન પાર પાડવા દરેક સમિતિઓ જહેમત ઉઠાવી રહી છે. મહિલામંડળના પ્રમુખ સવિતાબેન આર. ભગત પોતાની ટીમ સાથે મહિલા વ્યવસ્થા સંભાળી રહ્યા છે. યુવક મંડળ પોતાની ટીમ સાથે ભોજન વ્યવસ્થા, પ્રસાદ વિતરણ, સફાઇ અને આયોજનને અનુકૂળ સેવા આપી રહ્યા છે.

# અંજારની મહિલા પીટીસી કોલેજનું પ્રથમ વર્ષનું સો ટકા પરિણામ

અંજાર, તા. ૧ : જમીઅત ઉલ્મા-એ-હિન્દ સંચાલિત અહીંની મહિલા પીટીસીના પ્રથમ વર્ષનું સો ટકા પરિણામ આવ્યું છે. પ્રથમ વર્ષમાં ૧૧ છાત્રાઓએ પરીક્ષા આપી હતી જેમાંથી ભક્તિ રમેશભાઇ ગોહિલ ૮૭.૩૮ ટકા સાથે જિલ્લામાં પ્રથમ ક્રમ પ્રાપ્ત કર્યો છે. બીજી ૧૦ છાત્રાઓએ ડિસ્ટિંક્શન સાથે ઉત્તીર્ણ થઇ છે. તે બદલ સંસ્થાના ઇન્ચાર્જ પ્રિન્સિપાલ સુનીલભાઇ પટેલ, અધ્યાપકો સંસ્થાના પ્રમુખ મૌલાના કારી સૈયદ ઉસ્માન, મહામંત્રી મૌલાના સૈયદ મેહમુદ અસદ મદની વગેરેએ શુભેચ્છા પાઠવી હતી.

છેલ્લા પાનાથી...

## લોકઅપમાં આપઘાત

આવતાં જબ્બર દોડધામ મચી ગઇ હતી. એસ.પી. ઉપરાંત નાયબ પોલીસ અધીક્ષક એમ.કે. જાડેજા, પી.આઇ. ડી.વી. રાણા સહિતનો મોટો પોલીસ સ્ટાફ કાર્યવાહીમાં પરોવાયો હતો. નાયબ કલેક્ટરની હાજરીમાં વિવિધ વિધિ કરાઇ હતી. જનરલ હોસ્પિટલના તબીબોની પેનલે પણ બનાવના સ્થળે મુલાકાત લઇ જરૂરી કાર્યવાહી કરી હતી.

બાઇકચોરીમાં ધરપકડ કરાયેલા તેજેન્દ્રએ અત્યાર સુધી બે મોટરસાઇકલની ચોરી કબૂલી હતી. તેની પાસેથી અન્ય એક બાઇક પણ મળી છે. જે તેની પોતાની હોવાનું અને તેના કાગળો પોતાની પાસે હોવાનું તેણે પોલીસને તપાસ દરમ્યાન જણાવ્યું હતું. ચોરીની આદતના કારણે ત્રસ્ત થયેલા પરિવારજનોએ તેને ઘરમાંથી કાઢી નાખ્યો હતો, તો તેના પિતાએ તેજેન્દ્ર સાથે કોઇ જ સબંધ ન હોવાની વર્તમાનપત્રમાં ભૂતકાળમાં જાહેરાત પણ આપી હતી. આજે પોલીસે બનાવ વિશે મરનારના પિતાને અને બાદમાં તેના કાકાને જાણ કરતાં તેઓએ તેમને આનાથી કોઇ સબંધ ન હોવાનું જણાવ્યું હતું.

અત્રે ઉલ્લેખનીય છે કે કચ્છમાં પોલીસ લોકઅપમાં આરોપીની આત્મહત્યાનો આ ત્રીજો કિસ્સો બન્યો છે. આ અગાઉ ભુજ શહેર પોલીસ મથકમાં આદિવાસી શખ્સે અને ભુજ તાલુકા પોલીસ મથકમાં આહીર પ્રૌઢે આપઘાત કર્યા હતા.

## માછીમારોનું નડતું 'ભંવર'

કિંમતે મળે છે. જ્યારે માંગરોળમાં બનતી વિવિધ હોડિયો નવી અને ત્યાં જ તૈયાર થતા બોટો કચ્છના માછીમારો ખરીદે છે. ત્યારબાદ દરિયા કે રસ્તા મારફતે ખરીદાયેલી હોડીને સ્થાનિકે લાવવામાં આવે છે. અલંગ- ભાવનગર આ માટે મોટું વેચાણ કેન્દ્ર છે અને મોટાભાગના માછીમારો અલંગને પ્રથમ પસંદગી આપે છે. ધીમે ધીમે લાકડાંની હોડીનું ચલણ ઘટતું જાય છે, જ્યારે ફાઇબરની હોડી ટકાઉ ઉપરાંત તેમની જાળવણીમાં ઓછી ઝંઝટ હોવાનું તેઓ કહે છે.

ભુજ સ્થિત જિલ્લાની રજિસ્ટ્રેશન કચેરીના વલણના કારણે માછીમારો વગર રજિસ્ટ્રેશને નવી બોટને લોધમાં લઇ જાય છે. દરિયામાં ફરતી હોડી અને તેના માલિક સહિતની વિગતો રાખવી અત્યંત મહત્ત્વનું બન્યું છે. રાષ્ટ્રીય સુરક્ષાના દ્રષ્ટિકોણથી અને રાષ્ટ્રીય હિતની ઉમદા ભાવનાના કારણે નિયમો ચુસ્ત બનાવવામાં આવ્યા છે, જે સારી બાબત હોવાનું જણાવતા દરિયાખેડુઓ આ નિયમો જ ભ્રષ્ટાચારનું લંગર બની ગયા છે. સ્થાનિકે થતી માછીમારોની રંજાડથી તેની માનસિક્તા ઉપર વિપરિત અસર પડે છે. સૂત્રોના આક્ષેપની ખરાઇ જો ઉચ્ચકક્ષાએથી થાય તો સત્ય બહાર આવે. માછીમારોને અપમાનિત કરવા કેટલું વાજબી છે?નો વેધક સવાલ પણ અસરગ્રસ્તો પૂછી રહ્યા છે.

દરમ્યાન, ઇન્ચાર્જ મદદનીશ મત્સ્યોદ્યોગ નિયામક શ્રી મલીનો આ ફરિયાદ સંદર્ભે સંપર્ક સાધતાં તેમણે કોઇપણ માછીમારે પૂરતા પુરાવા વિના આવા ગંભીર આરોપ લગાવવા યોગ્ય ન હોવાનું કહેતાં કહ્યું કે પોતે હાલમાં જ જખૌ ગયા હતા ત્યારે પણ કોઇ માછીમારની આવી ફરિયાદ આવી ન હતી. કેટલાક માછીમારો મત્સ્ય કાયદાની બરાબર અમલવારી કરતા નથી. તેમણે રૂબરૂમાં રજૂઆત કરવાનું કહેતાં ખાતરી આપી હતી કે જવાબદાર જણાશે તેમની સામે પગલાં લેવાશે જ. તેમણે એમ પણ કહ્યું કે નોંધણી માટે કોઇ અરજદાર રૂબરૂ આવતા નથી. મૂળ સુરેન્દ્રનગર ખાતે ફરજ બજાવતા અને કચ્છનો વધારાનો હવાલો ધરાવતા આ અધિકારીએ મત્સ્યોદ્યોગ કચેરીએ માછીમારીની પ્રક્રિયા ખૂબ સરળ બનાવી દીધી હોવાનું કહેતાં ઉમેર્યું કે અગાઉ કસ્ટમ માછીમારીનો પાસ આપતી ત્યારે પડતી 'તમામ' તકલીફો કચેરી દ્વારા એક પણ પૈસો લીધા વિના અપાતી ટોકનબુક દ્વારા હલ થઇ છે.

# ચોરીની આદત ઘરમાં નાનામોટા હાથ મારવાથી જિંદગીથી હાથ ધોઇ લેવા સુધી

## ભુજમાં પોલીસ લોકઅપમાં મોત વહાલું કરનારા યુવાનની કહાની

ભુજ, તા. ૧ : ચોરીની આદતે પહેલા ઘર અને પરિવાર મુકાવ્યા બાદ હવે અંતે જીવન પણ મુકાવ્યું હોવાનો નિષ્કર્ષ આજે અહીં પોલીસ લોકઅપમાં આત્મહત્યા કરનારા તેજેન્દ્ર જિતેન્દ્ર પટેલની જીવન કહાનીમાંથી નીકળ્યો હતો.

પોલીસ પાસેથી પ્રાપ્ત માહિતી મુજબ તેજેન્દ્રની ચોરીની ભાવના ઘરમાંથી જ શરૂ થઇ હતી અને ત્યાંથી જ વધી હતી. પહેલા ઘરમાંથી નાના-મોટા હાથ મારવાની આદતે તેને ઘર અને પરિવારથી ધીરેધીરે દુર કર્યો હતો. તેની ચોરીની પ્રવૃત્તિ વધી જતાં તેને ઘરમાંથી પણ કાઢી મુકાયો હતો. દરમ્યાન કચ્છમાં વસવાટ દરમ્યાન એક પેટ્રોલપંપમાં નોકરી દરમ્યાન તેણે મોટી રકમનો હાથ માર્યો હતો. આ પછી હાલે નખત્રાણા વિસ્તારની એક યુવતીના પ્રેમને લઇને તે તેને ફેરવવા અને ખર્ચા કાઢવા માટે બાઇક ચોરીના રવાડે ચડયો હતો. જેમાં તે પકડાયા બાદ પોતે ચોર હોવાની પ્રેમિકાને ખબર પડી જશે તેવી ચિંતા વચ્ચે તેણે આત્મઘાતી પગલું ભરી લીધું હતું.

૧૩
કચ્છમિત્ર
ગુરુ વિશેષ
ભુજ - ગુરુવાર ■ તા.૦૨-૦૮-૨૦૧૨

# શાશ્વત સંબંધો...



**વિવિધા**

સુનિલ માંકડ

સંબંધોને નામ આપવાની હોડ એ સમયના બદલાવની દોડ કહી શકાય. નામ વગરના સંબંધો ન હોવા જોઇએ એવું માનનારો વર્ગ આજે બદલાતા સમયનું પ્રતિનિધિત્વ કરે છે. કારણમાં ઊંડા ઉતરીએ તો સમાજની મહોર મેળવવા ચારેકોર પડાપડી દેખાય છે. પ્રદર્શન થયું... સમાજે એ જોયું... તેને સ્વીકાર્યું કે નહીં એ મહત્ત્વનું નથી. ક્રાઇમની ભાષામાં કહીએ તો 'એલ.ઇ.બી.' દ્વારા સંતોષ મેળવી લેવાતો હોય છે.

યોગાનું યોગ રક્ષાબંધનના ત્રણ દિવસ બાદ જ 'ફ્રેન્ડશિપ ડે'નો દિવસ આવે છે. અલબત્ત તારીખીયાંમાં એનું અસ્તિત્વ નહીં હોવાથી સંબંધિતો જ માત્ર એ દિવસની રાહ જોતા હોય છે. મોટા ભાગનાને તો એ દિવસે સવારે જ વર્તમાન પત્ર દ્વારા 'આજે કયો દિવસ છે' તે જાણવા મળતું હોય છે.

ફ્રેન્ડશિપ ડેનો ફેલાવો માત્ર યુવાનો-યુવતીઓ પૂરતો જ શા માટે સીમિત છે, તે ન સમજાય તેવું નથી. આ દિવસે મિત્ર યુવાન કે યુવતીને ફ્રેન્ડશિપ બેલ્ટ બાંધવામાં આવે છે. રક્ષાબંધન સાથે તેથી જ આ દિવસને સરખાવવાની ધૃષ્ટતા કરવી પડે છે. જો કે રૂઢિચુસ્તોને રક્ષાબંધન સાથે સરખામણી નહીં જ ગમે, તેમ યુવાનોને પણ આ સરખામણી પસંદ નહીં જ પડે. ટૂંકમાં સમાજનો કોઇપણ વર્ગ આવી સરખામણી પસંદ નહીં કરે, પરંતુ બન્નેના નાપસંદના કારણો ભિન્ન છે. જે સ્વયંમ સમયના ઉત્તર-દક્ષિણ ધ્રુવ સમાન છે.

કોઇપણ નવી પરંપરા સ્વીકારવી કે નહીં એ વ્યકિતગત બાબત છે. કદાચ એક નાનકડો સમૂહ તેનો સ્વીકાર કરતો હોય તો તે સામાજિક સ્વીકૃતિ પામ્યું ન ગણાય. રક્ષાબંધન ભાઇ અને બહેનના પવિત્ર સંબંધોનું પ્રતીક છે. જેની પાછળ એક કથા છે, રૂઢિ છે, પરંપરા છે અને સમાજ સ્વીકૃત છે તેથી પવિત્ર છે. રાખડી એ 'રક્ષા' કરવાની જવાબદારીનું અપભ્રંશ છે. બહેનની ભાઇના રક્ષણ માટેની ભાવના એક કાચા દોરામાં પણ મજબૂત હોય છે. હજારો વર્ષો થયા એ ભાવના ન તો મરી પરવારી છે કે ન તો એને ઘસારો લાગ્યો છે, એ શાશ્વત છે. એ પરંપરા ક્યારે ચાલુ થઇ તે પણ ચોક્કસ કોઇ કહી ન શકે તેમ છતાં શ્રદ્ધા આશંકિત નથી.

ફ્રેન્ડશિપ ડે બે મિત્રો વચ્ચે સંબંધ પ્રસ્થાપિત કરવાનો અવસર છે એવું સમજાય છે અને તેના પ્રતીક રૂપે ફ્રેન્ડશિપ બેલ્ટ બાંધવામાં આવે છે. મિત્રાચારી હોવી... અને તે બે યુવકો વચ્ચે, બે યુવતીઓ વચ્ચે કે યુવક-યુવતી વચ્ચે તેને આજના જમાના પ્રમાણે અજુગતું ન જ ગણી શકાય... કદાચ તેની પવિત્રતા સામે શંકા કરવી તે પણ યોગ્ય નથી જ... પરંતુ આ સંબંધોની શાશ્વતતા જરૂર શંકાના દાયરામાં આવી જાય છે. કારણ કે તે વ્યકિત સ્વીકૃત છે. સમાજ સ્વીકૃત હોવું જરૂરી નથી, પરંતુ એક-એકનો તર્ક અનેકતાના ઢાંચામાં ઢળાતો નથી ત્યાં સુધી તેની દ્રઢતા વિશે કાંઇ કહી શકાતું નથી. આ વર્ષે જેને ફ્રેન્ડશિપ બેલ્ટ બાંધ્યો તેને જ આવતા વર્ષે પણ બંધાશે એની ખાતરી નથી હોતી. કારણ કે માત્ર છૂટપૂટ અપવાદો સિવાય જન્મથી મરણ સુધીના તબક્કાઓમાં મિત્રની વ્યાખ્યા જ બદલતી રહે છે. તેથી સંબંધનું 'નામ' શાશ્વત છે, પણ 'જાળવણી' શાશ્વત નથી. તેથી તેની ઉજવણી માત્ર 'વ્યકિતગત' જ રહેશે તેવું લાગે છે. એ પરંપરા નહીં જ બની શકે.

ટૂંકમાં એમ કહી શકાય કે જે પ્રથા પાછળ કથા નથી તે પ્રથા ચિરંજીવી નથી રહી શકતી. હા, ફ્રેન્ડશિપ-ડેને ધર્મ સાથે સંબંધ નથી તેથી તે 'વિચાર' મહાન છે. પરંતુ એ પણ હકીકત છે કે 'વરસાદી જીવાત'નું આયુષ્ય ધરાવતો આ 'ડે' છે, એ તેની ઉજવણી કરનારા પણ જાણતા હોય છે. પરંતુ જીવનને 'બે ઘડી'ની મજા જાણતી આજની પેઢીના આનંદ અને ઉજવણી પણ ક્ષણે ક્ષણે બદલાતા હોય છે... Let them enjoy for a moment...

# રક્ષાબંધન એટલે રક્ષાકવચ

**પ્રસંગ પર્વ**

પ્રા. કમલ મહેતા

અષાઢ ઉંબરથી બહાર પગ મૂકે ને શ્રાવણનો પગ ઉંબરો ઓળંગી ઘરમાં પ્રવેશે ને ઘરમાં હલચલ શરૂ થઈ જાય. આ માસના તહેવારોમાં રક્ષાબંધન, સાતમ અને જન્માષ્ટમી એટલે માનવમહેરામણના મેળાઓની મહેફિલ ! તહેવારોનો સૌથી પહેલો અણસાર રક્ષાબંધન તહેવારથી થાય છે. શહેરની ફૂટપાથો ઉપર અને દુકાનોમાં વિવિધરંગી, કળાત્મક ડીઝાઈન અને સસ્તી-મોંઘી રાખડીઓ આકર્ષક રૂપરંગથી લુભાવે છે. આજે રાખડીની દુનિયામાં અનેક પરિવર્તન જોવા મળે છે. જૂના સમયમાં રક્ષાબંધન એટલે એક ધાગાનો તહેવાર ગણવામાં આવતો. ભાઈ-બેન વચ્ચેના અત્યંત આત્મીય હૃદયના સંબંધની છાલક સૌને ભીંજવતી. આજે આ પ્રેમની અભિવ્યક્તિનું માધ્યમ અલગ અલગ રાખડીઓમાં જોવા મળે છે. સોના-ચાંદી અને હીરાજડિત રાખડીઓ મેટ્રો શહેરોમાં જોવા મળે છે. આવી રાખડીઓની કિંમત પણ એ જ વર્ગની પૂરજોશ યુવા પેઢીને ધ્યાનમાં લઈને રાખવામાં આવે છે.

વાસ્તવમાં રક્ષાબંધનનો તહેવાર મહિલાઓને રક્ષણનું વરદાન આપવાનો છે. આ તહેવાર સાથે આર્થિક દ્રષ્ટિ જોડવી જોઈએ. કોઈપણ બેનને આર્થિક સલામતીનું કવચ મળે તે માટે સમજદાર પરિવારોએ બચત યોજનાના કોઈ સ્વરૂપે બેનના નામે આર્થિક રોકાણ કરવું જોઈએ. આજના વિચિત્ર અને વિસંગતિના સ્વાર્થી સંસારમાં રક્ષાબંધન ત્યારે યાદ આવે છે જ્યારે રેડિયો પર ગીત વાગે છે, 'બહેનાને ભાઈ કી કલાઈ પે પ્યાર બાંધા હૈ'

એક અખબારે રક્ષાબંધનના સંદર્ભમાં એક કોલેજિયનને પ્રશ્ન પૂછયો 'તમને કેવી બેન ગમે ?' જવાબ મળ્યો કે મને રેણુકા શહાણે જેવી બેન ગમે. કેમ કે તે ધીરગંભીર, હસમુખી અને સમજદાર છે. જ્યારે કોલેજિયન યુવતીએ ભાઈના આદર્શ તરીકે અક્ષય ખન્નાને પસંદ કર્યો હતો. બન્નેમાંથી કોઈને પોતાના પરિવારમાં બેઠેલા ભાઈ-બેન યાદ આવ્યા જ નહીં. નવી પેઢીમાં ભાઈબેનની વિભાવના સાવ અલગ છે.

પહેલાના વખતમાં લોકો આખ્યાન સાંભળવાનો લહાવો માણભટ્ટ પાસેથી લેતા. મહાભારતનો મર્મસ્પર્શી પ્રસંગ બહેલાવીને રજૂ કરતા જ્યારે વિશેષ તો અભિમન્યુનો પ્રસંગ હોય. આચાર્ય દ્રોણે સાત કોઠાનો વ્યૂહ રચ્યો છે. આ વ્યૂહનો જાણકાર અર્જુન અન્યત્ર ગયો છે ત્યારે હજી હોઠેથી માતાનું દૂધ સુકાયું નથી એવો વીર અભિમન્યુ આ સાત કોઠાને વીંધવા માટે પ્રતિબદ્ધ થાય છે. એ વખતે કુંતામાતા અભિમન્યુને રાખડી બાંધે છે. 'માતા અભિમન્યુને બાંધે અમર રાખડી રે.' અહીં દાદીમા પૌત્રને રાખડી બાંધે છે. રાખડી શબ્દ રક્ષા પરથી આવ્યો છે. 'રક્ષા' એટલે સાચવવું. પાલન કરવું.

બેન વય અને કદમાં નાની હોય અને ભાઈ ઊંચો હોય છતાં પણ એ દિવસે બેનને હેતથી પ્રણામ કરે છે. જેમ બીજને સૌ શિશ નમાવે છે તેમ ! ખરેખર તો અહંકાર દૂર થાય તો જ રક્ષણ આપી શકાય. આપણા દેશમાં સંબંધોનું વૈવિધ્ય વિપુલ છે. રાખડી બાંધવાના મૂળમાં છે રક્ષાકવચ ! શુભપ્રસંગોએ નાડાછડી અને અશુભ પ્રસંગમાં દર્ભની વીંટી પહેરવામાં આવે છે જેમાં એક પ્રકારની રક્ષાનો ભાવ રહેલો છે. આવો જ રક્ષાનો મહિમા ઈસ્લામમાં તાવીજનો છે જ્યારે ખ્રિસ્તી કોમમાં ગળામાં લટકાવાતા ક્રોસનો છે. આમ રક્ષાબંધન એ મનુષ્યનો મનુષ્યને રક્ષાની બાંયધરી આપતો તહેવાર છે.

આ પવિત્ર તહેવાર સાથે સંકળાયેલો પવિત્ર ભાવ એ છે કે જો માણસ પોતાની રક્ષા ઈચ્છે તો એ એના પડોશીનું અહિત ન ઈચ્છી શકે. જ્યારે માણસનો સ્વભાવ બીજાનું અનિષ્ટ જોવા માટે હોય ત્યારે એ પોતાનું પણ નુકસાન કરી બેસે છે. માણસમાં આ વિકૃતિ કેટલી હદે હોઈ શકે ? એક માણસે તપ કરી ભગવાનને રીઝવ્યા. પ્રસન્ન થયેલા ભગવાને વરદાન માગવા કહ્યું. એણે કહ્યું 'હું જે ઈચ્છું તે મને મળે' સ્વાર્થી માગણીથી ભગવાન પૂરા રીઝતા નથી તેથી કહ્યું 'એક શરત છે કે તું જે માગીશ તે તને મળશે પણ તારા પાડોશીને તેનાથી બમણું મળશે.' એણે ઈચ્છા કરી કે પુષ્કળ સંપત્તિ મળે. તેની ઈચ્છા પૂરી થઈ પણ પડોશી બમણો તાલેવંત થઈ ગયો.' પછી એણે એક વૈભવશાળી બંગલો માગ્યો તો તેના પડોશીને બે બંગલા મળ્યા. હવે એની ઈર્ષ્યા પ્રજવળી ઊઠી. પોતાના વરદાનની રક્ષાની પણ એણે પરવા ન કરી ન તો સ્વયંના રક્ષકવચની ચિંતા કરી એણે વિચાર્યું કે હવે છેલ્લો ઘા અને માગણી કરી 'મારી એક આંખ ફોડી નાખો.'

# જીવો તો સર્વ જન હિતાય

**સંત સાંનિધ્ય**

હિંમત ઠક્કર 'રઘુવંશી'

ભાગ્યવાન પિતા માધવ અને માતા અમ્બાભવાનીને ત્યાં શ્રીપાદ શ્રીનૃસિંહ સરસ્વતીજીનો પ્રાદુર્ભાવ વિ.સં. ૧૪૬૫ની આસપાસ થયો હતો.

વર્તમાન સમયમાં પ્રાતઃ સ્મરણીય સંત શ્રી રામચંદ્ર ડોંગરેજી મહારાજ તથા માતા ગાયત્રીને જણજણને ઘેર પહોંચાડનારા શ્રી રામ શર્મા આચાર્ય તેમના જીવનકાળ દરમ્યાન એક વાત વારંવાર કહેતા કે જે નવપરણિત યુગલને ઉત્તમ સંતતિ જોઇતી હોય તેમણે માતાએ ગર્ભાવસ્થા દરમ્યાન ઈશ્વરનામ સ્મરણ તથા નવજાતના જન્મ ભેળા જ તેના કાનમાં ૐનો ઉચ્ચાર કરવો અને નાનકડી જીભ પર મધ અને કેસર ભેળવી ૐકાર લખવો. જો આમ કરશો તો અનંત બ્રહ્માંડમાંથી તે બાળક પર તેના જીવન દરમ્યાન સદ્નસીબ અને દિવ્યતા વરસ્યા જ કરશે.

આવું કાંઈ કરાય તે પહેલાં જ શ્રીપાદ શ્રીનૃસિંહ તો જનમ્યા ભેળા જ કર્ણપ્રિય સ્વરમાં ઓમકારનો ઉચ્ચાર જ કરતા સંભળાયા. આવું ઓમ-ગુંજન તેમના ઉપનયન સુધી ગુંજારવ કરતું જ રહ્યું.

ભક્તિપ્રધાન મા-બાપને ત્યાં પાંગરતું આ કુમળું ફૂલ ઘરમાં ભજનો, સ્તોત્રો, ચોપાઈઓ અને શ્લોકો એકાગ્રતાથી સાંભળતું રહેતું. બોલે ઓમકાર સિવાય કાંઈ નહીં ! પણ તેનું શ્રવણ, મનન, ચિંતન અને નિદિધ્યાસન ઊંડાણે ઊતરતું રહ્યું.

એકવાર બાળ સુલભ હાથ-પગ ઊલાળવાની ક્રિયા કરતાં કરતાં તેનો હાથ એક લોખંડના સળિયાને અડી ગયો.. ને જોનાર મા-બાપ. અરર... ! આ તો સોનું બની ગયું ! આટલું બોલી વિસ્ફારિત નેત્રે શ્રીનૃસિંહને જોતા જ રહ્યા ! મા-બાપ મૌન પણ ગ્રામજનો તો.. જય હો. જય હો.. કરતાં પોકારી ઊઠયા કે આ તો કુલદીપક કારણિક અવતાર જ છે.

ઉપનયન વિધિ વખતે ૨૪ અક્ષરી ગાયત્રીમંત્ર રટાતો ગયો અને માતા પાસે જેવી ભિક્ષા માગવા ગયા ત્યાં તો તેમની જીભ ચારેય વેદોના મંત્રો રટી ઊઠી.

અગ્નિમિલે, પુરોહિત, ઈષેત્વા, અગ્ન આ યાહિ, યે ત્રિષપ્તાઃ

આ ઘટના પછી તેઓએ બ્રહ્મચર્યનો સંકલ્પ કરી ઘર છોડવા માગતા હતા. ત્યારે આંખમાં જળજળિયાં સાથે માતાએ બન્ને હાથ ફેલાવી દીધા. તેથી માતાને અન્ય બે પુત્રો અવતર્યા સુધી તેઓ ઘેર જ સ્વાધ્યાય કરતા રહ્યા.

વળી તેમણે ઘર છોડવાનું વાતાવરણ સળવળાવ્યું. કૌટુંબિક રૂકાવટોનો તો રાફડો ફાટયો પણ જેવા તેમણે તેમનું દત્તાત્રયરૂપ પ્રગટ કર્યું કે બધું શાંત અને અનુકૂળ થઈ ગયું. ઘર છોડયું. કાશી જઈ કઠીન તપ કર્યું.

કાશીનાં જ અતિ વૃદ્ધ અને મહાસમર્થ કૃષ્ણ સરસ્વતી સ્વામીએ તેમની બ્રહ્મસ્થિતિ જોઈને તેમને દીક્ષા આપી. આ દીક્ષા બાદ તુરત શ્રીનૃસિંહના જીવનમાં અદ્ભુત ઘટનાઓ ઘટતી ચાલી.

ભીલવળીમાં એક બ્રાહ્મણ બાળક પોતાની મૂઢતા પર દુઃખી હોઈ શ્રી ભુવનેશ્વરી દેવીના મંદિરે જ્ઞાન મેળવવા સત્યાગ્રહ પર ઉતર્યો. શ્રીપાદે તેના પર કૃપા કરી તેને બુદ્ધિયોગ આપ્યો.

ત્યાંથી તેઓ વસ્સોવાની વાડી જ્યાં શિવ, ભદ્રા, કુમ્ભી, ભોગાવતી તથા સરસ્વતી આ પાંચેય નદીઓનો સંગમ થાય છે ત્યાં સ્થિર થઈ બાર વર્ષ તપ કર્યું.

એક દિવસ એક દરીદ્ર બ્રાહ્મણના દરવાજે લટકતી લતાને ઊખાડી દૂર ફેંકી તો બારસાખમાં છૂપાવાયેલ ધન-સમૃદ્ધિનો ખળખળ વરસાદ વરસાવી દીધો.

શિરોલમાં તેમણે દયાર્દ્ર થઈ બ્રહ્મરાક્ષસને મોક્ષ અપાવ્યો. આ ઘટનાથી એક સ્ત્રીને જે સંતાનો થતાં તે તરત મરી જતાં પણ બ્રહ્મરાક્ષસની ગતિ બાદ તે સ્ત્રીના સંતાનો રહ્યા ને થયા પણ ખરા !

આમ સર્વ જન હિતાય આગળને આગળ ધપતું ધપતું ગાણગાપુર આવ્યું અને ત્યાં બ્રહ્મપિશાચનો મોક્ષ, બ્રહ્માણનું દારિદ્રય હરણ, વંધ્યાને પુત્ર પ્રાપ્તિ, બુઢ્ઢી અને નબળી ભેંસને પંદર કિલો દૂધ દેતી કરી.

પતિવ્રતાના મૃત પતિને જીવિત કર્યો. અનેક રોગીઓને સાજા-નરવા કર્યા. હૃદય રોગ, કંઠમાળ અને અપસ્માર જેવા ભયંકર રોગોને ભગાડયા, તેથી હવે શ્રીપાદ સર્વ જન હિતાયની સરહદો ઓળંગીને સર્વ જન સુખાયમાં પણ ખૂબ આગળ વધતા રહ્યા.

સાઈઠ વર્ષની વંધ્યા સ્ત્રીને પુત્ર પ્રાપ્તિ, કોઢિયાને કોઢ મુક્તિ, ચાલી ન શકનારાઓને ઘેર બેઠે જ યોગ શક્તિઓના પ્રતાપે યાત્રાધામોના દર્શન, તથા એક જ સમય ને દિવસે અનેક શિષ્યોને ત્યાં હાજર રહી, ભિક્ષા ગ્રહણ કરી અવતારી સિદ્ધ થતા રહ્યા.

આ અને આવા અનેક અદ્ભુત પ્રસંગોને શ્રીગુરુ ચરિત્ર-ગ્રંથમાં જાણવા-માણવા જેવા છે. એકવાર એક રાજ્યના સુલતાન જાંઘનું ગુમડું મટાડવા વ્યથિત હતા. રાજ્યના બ્રાહ્મણોએ તેમને પાપવિનાશી તીર્થમાં જઈ સ્નાન કરવા સૂચવ્યું. જેવું સુલતાને સ્નાન કર્યું કે તેમની સામે એક યતિ પ્રગટ થયા જેમણે સુલતાનને ગાણગાપુર જઈ શ્રીપાદને વિનવવા જણાવ્યું.

સુલતાન પહોંચ્યા શ્રીપાદ પાસે. શ્રીપાદે તેમને ઓળખીને પૂછયું- કેમરે રજક. અત્યાર સુધી કયાં હતો. આ અવાજ સાંભળતાં જ સુલતાનને પૂર્વજન્મ સાંભળી આવ્યો. તેઓ શ્રીપાદના નિષ્ઠાવાન શિષ્ય થઈ ગયા ને તેમનો કાયાકલ્પ પણ થઈ ગયો.

આમ શ્રીપાદ શ્રીનૃસિંહ સરસ્વ-તી-જીવો તો, સર્વજન, હિતાય અને સર્વ જન સુખાય જીવી વિ.સ. ૧૫૧૫માં તેમની દત્તાત્રયી અવતાર લીલા સંકેલી નિજાનંદને લીન થઈ ગયા.



શ્રીપાદ શ્રી નૃસિંહ સરસ્વતી

## બહેન એટલે...

આંખમાં આવેલા આંસુને
હળવે હાથે લૂછતી... પરી..
બળબળતા બપોરમાં ધીમી ધારે
વરસી જતી... વદરી..
અંધારી રાતે લાગેલાં ડરમાં
ધરપતભર્યો કોઈનો.. સાથ...
દરિયામાં ડૂબતાં ડૂબતાં
આખરે ઉગારવા લંબાયેલો.. હાથ..
સાત દિવસના લાંઘણ
બાદ મળેલો સ્વાદિષ્ટ..કોળિયો..
ભાઈ માટે કુરબાન
થઈ ગયેલો, મૂંગો.. પાળિયો..
**સોઢા સાવજરાજસિંહ 'સાવજ'**

## રક્ષાબંધન

સામાન્ય રીવાજ છે કે રક્ષાબંધનના બહેન ભાઈને રક્ષા બાધે. પરંતુ અહી પુષ્ટીમાર્ગમાં યશોદામાં લાલાને રક્ષા બાંધે છે તેના બે પદ અહીં જોઈએ.

**પદ-૧**
રાખી બાંધત હે નંદરાની
રતન જટિતકી સુભગ બની અતી
મોહન કે મન માની
વિપ્ર બુલાય દેઈ બહુ દક્ષિના
જસોદા મન હરખાની
કુંભનદાસ ગિરિધર કે ઉપર
સર્વસ્વ વારતિ આની

**પદ-૨**
માતા જસોદા રાખી બાંધત, બલિ
ઓર શ્રીગોપાલ કે,
આરતિ કર દેત ન્યોછાવર
વારત મુક્તા માલ કો
છીતસ્વામિ ગિરિધર નિરખત
બલિબલિ નૈન વિશાલ કો
**શાંતિલાલ માહેશ્વરી**

## ભા ભેણજા બંધન

તાતણેંજે તારમે
ભા-ભેણજા બંધન
ગરીબી-અમીરી કુરો કરે
હિત ન ખયે પૈસા નકા ધન..ભા-ભેણજા
હિંયેમેં હેત ખપે
વડો કરો હિત મન
ભા-ભેંણ અંતરસે
હિકડા ઐ ઈનજા તન મન..ભા-ભેણજા
ભેરા રમ્યા ભેરા કુડૈયા
ભેરા ભાયણ હિકડો મન
ભા-ભેણજી સાંજાય
જગત મથે આય ધન ધન.. ભા-ભેણજા
માં બેની ઈન્મ રૂવે
મંનીએ ઈનીકે મિંડે જન
હિકડી માં જા ઓલાદ હિ
કિં થિએં જુધા ઈનજા મન.. ભા-ભેણજા
ડીંસી સુરતજે તાતણેકે
'દેવ' ચૈ અજ મનોમન
જન્મ જન્મજા સંગાથી
અજ જ થિએં હિકડ઼ો મન..ભા-ભેણજા
**વેરસી માતંગ 'દેવ'**



## ભગવાને આપેલી 'શ્રેષ્ઠ' ભેટ

દાદીની લાડલી, દાદાની 'વ્હાલી' છે...મારી બહેન
માતા-પિતાનું 'વાત્સલ્ય' છે.. મારી બહેન
કયારેક લડતી અને કયારેક રમતી ભાઈ સાથે,
એકમિત્રનું 'શ્રેષ્ઠ' ઉદાહરણ છે.. મારી બહેન
મારા સુખનું કયાંક કારણ છે
મારા દુઃખમાં સહુથી વધારે દુઃખી
ઘરની જાણે સૌથી શ્રેષ્ઠ રોનક છે.. મારી મારી બહેન
પ્રેમથી રાખી છે, કેમ કે બે કુળ તારનારી છે
યાદ બહુ આવશે એક દિવસ સાસરીયે જવાની છે
છતાંય પિયરના દુઃખમાં ભાગીદાર બનશે..મારી બહેન
એની લાગણીને કયારે ન દુભાવજો..
ખુશ નશીબ છે, એ જેના ભાગ્યમાં છે 'એક વ્હાલી બહેન'
**મંથન વિ. ગોર**

# LONDON ઓલિમ્પિક 2012



ઓલિમ્પિકની ૬૪ કિ.ગ્રા. વર્ગની બોકિસંગ મેચ દરમ્યાન તુર્કમેનિસ્તાનના સેરદાર કુદાયબેરદીવેવને મુક્કો મારી રહેલો ભારતનો મનોજકુમાર.

## તીરંદાજ દીપિકાએ દેશને નિરાશ કર્યો

### વિશ્વની પહેલી ક્રમાંકિત ઓલિમ્પિકનો પહેલો કોઠોય ભેદી ન શકી

લંડન, તા. ૧ : વિશ્વની નંબર વન તીરંદાજ ભારતની દીપિકાકુમારી લંડન ઓલિમ્પિકનો પ્રથમ રાઉન્ડ પણ પાર કરી શકી નહીં. દીપિકાકુમારી આજે લોર્ડસના મેદાન પર ઈતિહાસ રચી શકી ન હતી અને કંગાળ દેખાવ બાદ બ્રિટનની ખેલાડી એમી ઓલિવર સામે ૬-૨થી હારી ગઇ હતી. દીપિકાની આ હારથી ભારતનું તીરંદાજીનું ઓલિમ્પિકનું અભિયાન સમાપ્ત થઇ ગયું છે. ભારતના તમામ તીરંદાજીના ખેલાડી બહાર થઇ ગયા છે.

દીપિકાએ આશાને અનુરૂપ પ્રદર્શન કર્યું ન હતું. પહેલા સેટમાં એમીએ ૨૭ અને દીપિકાએ ૨૬નો સ્કોર કર્યો હતો. બીજા સેટમાં દીપિકા ૨૬-૨૨થી આગળ રહી હતી. પણ ત્રીજો અને ચોથો સેટ હારી ગઇ હતી. પૂરી મેચમાં દીપિકા એક વખત પણ પરફેક્ટ ટેનનો સ્કોર કરી શકી ન હતી.

**વેઈટ લિફટીંગ :** વેઈટ લિફટીંગમાં પણ ભારતની ચુનૌતી સમાપ્ત થઇ ગઇ છે. ભારતનો રવિકુમાર ૬૯ કિલો વર્ગમાં કુલ ૩૦૩ કિલો વજન ઉઠાવીને છઠ્ઠા સ્થાને રહ્યો હતો. રવિકુમારે સ્નેચમાં ૧૩૬ કિલો અને કલીન એન્ડ મર્કમાં ૧૬૭ કિલો વજન ઉઠાવ્યું હતું. આ સ્પર્ધાનો

**વેઈટ લિફ્ટીંગમાં ભારતનો પડકાર સમાપ્ત : બોક્સર મનોજકુમારની આગેકૂચ**

સુવર્ણચંદ્રક ઉત્તર કોરિયાના મયોંગ હયોકે જીત્યો હતો. તેણે કુલ ૩૨૯ કિલો વજન ઉંચકી નવો વિક્રમ બનાવ્યો હતો. વેનેઝુએલાના સાંચેજ રિવોચોએ ૩૨૮ કિલો ઉઠાવી રજત તથા અઝરબેઝાનના સરદાર હસાનોવે ૩૨૧ કિલો ઊંચકી કાંસ્ય ચંદ્રક મેળવ્યો હતો.

**બોકસીંગ :** ભારતીય મુક્કેબાજ મનોજકુમાર ૬૪ કિલો વર્ગમાં પ્રી. કવાર્ટરમાં આસાનીથી પહોંચ્યો છે. મનોજકુમાર ગઇકાલે રમાયેલ બાઉટમાં તુર્કમેનિસ્તાનના બોકસર સેરડાર હુદેબરદિયેવને ૧૩-૭ના પોઇન્ટ અંતરથી કારમી હાર આપી હતી.

### લંડન ઓલિમ્પિક મેડલ

| ક્રમ | દેશ | સુવર્ણ | રજત | કાંસ્ય | કુલ |
|---|---|---|---|---|---|
| ૧ | ચીન | ૧૪ | ૭ | ૪ | ૨૫ |
| ૨ | અમેરિકા | ૧૦ | ૮ | ૮ | ૨૬ |
| ૩ | ફ્રાંસ | ૪ | ૩ | ૪ | ૧૧ |
| ૪ | દ. કોરિયા | ૪ | ૨ | ૩ | ૯ |
| ૫ | જર્મન | ૩ | ૬ | ૨ | ૧૧ |
| ૬ | ઈટાલી | ૩ | ૪ | ૨ | ૯ |
| ૭ | ઉ. કોરિયા | ૩ | ૦ | ૧ | ૪ |
| ૮ | કઝાકિસ્તાન | ૩ | ૦ | ૦ | ૩ |
| ૯ | રશિયા | ૨ | ૩ | ૫ | ૧૦ |
| ૧૦ | બ્રિટન | ૨ | ૨ | ૪ | ૮ |
| ૩૬ | ભારત | ૦ | ૦ | ૧ | ૧ |

## હોકીમાં હાર : ન્યૂઝીલેન્ડ સામે ભારતનો ૧-૩થી પરાજય

લંડન, તા. ૧ : લંડન ઓલિમ્પિકના ભારતના હોકી અભિયાનને વધુ એક જોરદાર ફટકો પડ્યો છે. ભારતીય ટીમ આજે ન્યૂઝીલેન્ડ સામેના 'કરો યા મરો' જંગમાં ૧-૩ ગોલથી હારી ગઈ હતી. આથી ભારતનું હવે સેમિફાઈનલમાં પહોંચવું કઠિન બન્યું છે. વિશ્વમાં સાતમો ક્રમ ધરાવતી ન્યૂઝીલેન્ડની ટીમે યુરોપીય શૈલીની રમતનું પ્રભાવશાળી દેખાવ કરી મેચમાં પ્રભુત્વ જમાવ્યું હતું. ભારત તરફથી મેચનો એકમાત્ર ગોલ પ્રથમ હાફમાં ડ્રેગ ફ્લિકર સંદિપસિંઘ ૧૦મી મિનિટે પેનલ્ટી કોર્નરથી કર્યો હતો.

ભારતે શરૂમાં આક્રમક રમત રમી ૧-૦ની સરસાઈ મેળવી હતી પરંતુ ન્યૂઝીલેન્ડની ટીમે કાઉન્ટર એટેક કરીને ૧૨મી, ૨૪મી અને ૨૯મી મિનિટે ઉપરાઉપરી ત્રણ ગોલ કરીને

**હવે સેમિફાઇનલમાં પહોંચવું અતિકઠિન**

ભારતની ડિફેન્સ લાઈનને તોડી નાખી હતી. ન્યૂઝીલેન્ડ તરફથી એન્ડી હાવર્ડ, ફિલીપ બ્રુવો અને વિલસને ગોલ કર્યા હતા. પ્રથમ હાફમાં ન્યૂઝીલેન્ડે ભારત પર ૩-૧ની સંગીન લીડ લઈ લીધી હતી. બીજા હાફમાં કોઈ ટીમ ગોલ કરી શકી ન હતી.

ભારતીય હોકી ટીમ માટે હવે કપરા ચઢાણ થયા છે તે હવે તા. ત્રણ ઓગસ્ટ શુક્રવારે ઓલિમ્પિક ચેમ્પિયન જર્મની સામે ટકરાશે.

બેડમિન્ટનની મહિલા ડબલ્સની સિંગાપુરની સારી શિન્તા મુલીઆ અને યાઓ લી સાથેની મેચમાં ભારતીય જોડી જ્વાલા ગુટ્ટા અને અશ્વિની પોનપ્પા.

## કમાણીના મામલામાં ધોની મોખરે

### સૌથી વધુ કમાતા ક્રિકેટરોમાં છ ભારતીય : વિરાટ ચોથે, યુસુફ ૧૦મા સ્થાને



નવી દિલ્હી, તા. ૧ : દુનિયાના સૌથી વધુ કમાણી કરનારા ૧૦ ક્રિકેટરોમાં ૬ ભારતીય છે. ફોર્બ્સ મેગેઝિને સર્વાધિક કમાણી કરનારા ક્રિકેટરોની સૂચિ જાહેર કરી છે. જેમાં ટીમ ઈન્ડિયાનો કેપ્ટન મહેન્દ્રસિંહ ધોની પહેલા અને માસ્ટર બ્લાસ્ટર સચિન તેંડુલકર બીજા સ્થાને છે. આ યાદીમાં યુસુફ પઠાણ ૧૦મા ક્રમ પર છે. આ તમામ ક્રિકેટરોની કમાણીમાં તેની રમતની અને જાહેરાતની આવક સામેલ કરવામાં આવી છે.

ધોની બે કરોડ ૬૫ લાખ ડોલર અંદાજે ૧૪૭ કરોડ (એક વર્ષની આવક) સાથે પહેલા નંબર પર છે. સચિન ૧૦૩ કરોડ સાથે બીજા અને ગૌતમ ગંભીર ૪૦ કરોડ ૬૧ લાખ સાથે ત્રીજા નંબર પર છે. ચોથા નંબર પર ટીમ ઈન્ડિયાનો નવો સ્ટાર વિરાટ કોહલી છે. સેહવાગને પાંચમો નંબર મળ્યો છે. આ પછી અનુક્રમે શેન વોટસન, માઈકલ કલાર્ક, બ્રેટ લી, રીકિ પોન્ટિંગ અને યુસુફ પઠાણ છે.

**કોની કેટલી કમાણી :**

૧ મહેન્દ્રસિંહ ધોની : બે કરોડ ૬૫ લાખ ડોલર (લગભગ ૧૪૭ કરોડ)

૨ સચિન તેંડુલકર : એક કરોડ ૮૬ લાખ ડોલર (લગભગ ૧૦૩ કરોડ)

૩ ગૌતમ ગંભીર : ૭૩ લાખ ડોલર (૪૦ કરોડ ૬૧ લાખ રૂપિયા)

૪ વિરાટ કોહલી : ૭૧ લાખ ડોલર (૩૯ કરોડ ૫૦લાખ)

૫ વિરેન્દ્ર સેહવાગ : ૬૯ લાખ ડોલર (૩૮ કરોડ ૪૦ લાખ)

૬ શેન વોટસન : ૫૯ લાખ ડોલર (૩૨ કરોડ ૭૭ લાખ )

૭ માઈકલ કલાર્ક : ૪૯ લાખ ડોલર (૨૬ કરોડ ૬૬ લાખ)

૮ બ્રેટ લી : ૪૮ લાખ ડોલર (૨૬ કરોડ ૬૬ લાખ રૂપિયા)

૯ રિકી પોન્ટિંગ : ૪૧ લાખ ડોલર (૨૨ કરોડ ૭૭ લાખ)

૧૦ યુસુફ પઠાણ : ૩૭ લાખ ડોલર (૨૦ કરોડ ૫૮ લાખ રૂપિયા)

નોંધ : તમામ ક્રિકેટરની કમાણીના આંકડા એક વર્ષના છે.

**કશ્યપની કમાલ**

## બેડમિન્ટન ક્વાર્ટર ફાઇનલમાં

લંડન, તા.૧ : ભારતના પારુપલ્લી કશ્યપે લંડન ઓલિમ્પિકમાં તેની શાનદાર રમતનું પ્રદર્શન ચાલુ રાખીને બેડમિન્ટનના મેન્સ સિંગલ્સના કવાર્ટર ફાઇનલમાં ભવ્ય પ્રવેશ કર્યો છે. કશ્યપે આજે રમાયેલા એક રોમાંચક મુકાબલામાં ગ્રુપ 'ડી'ની તેની આખરી લીગ મેચમાં શ્રીલંકાના નિલુકા કરુણારત્નેને ૨-૧થી હરાવીને કવાર્ટર ફાઈનલમાં સ્થાન મેળવ્યું છે. ઓલિમ્પિકના કવાર્ટર ફાઈનલમાં પહોંચનારો તે બીજો ભારતીય બેડમિન્ટન ખેલાડી બન્યો છે. આ પહેલા ૨૦૦૮ના બીજિંગ ઓલિમ્પિકમાં સાઈના નેહવાલ અંતિમ આઠમાં પહોંચી હતી.

આજે રમાયેલી પ્રી. કવાર્ટર ફાઈનલમાં કશ્યપે શ્રીલંકાના ખેલાડી સામે ૨૧-૧૪, ૧૫-૨૧ અને ૨૧-૯થી યાદગાર વિજય મેળવ્યો હતો. પહેલો સેટ આસાનીથી જીતી લીધા બાદ બીજા સેટમાં કશ્યપે નેટ પર કેટલીક ભૂલો કરી હતી. બાદમાં ત્રીજા સેટમાં ભારતીય ખેલાડીએ વાપસી કરી અદભુત સ્મેશ અને લાંબી રેલી રમીને વિજય હાંસલ કર્યો હતો.

લંડન ઓલિમ્પિકમાં કશ્યપે શાનદાર રમત રમી રહ્યો છે. આથી તે હવે ચંદ્રકનો પ્રબળ દાવેદાર બની ગયો છે. ગઈકાલે તેણે વિશ્વના ૧૧મા ક્રમના વિયેતનામના ખેલાડી ટી. એમ. નિગુયેનને હરાવી અપસેટ સર્જ્યો હતો.

## ઓલિમ્પિક ઈતિહાસનો સૌથી સફળ ખેલાડી બનતો ફેલ્પ્સ

લંડન, તા. ૧ : બીજિંગની જેમ લંડન ઓલિમ્પિકમાં સુવર્ણચંદ્રકની ઝડી વરસાવવામાં નિષ્ફળ રહેવા છતાં અમેરિકી સ્વીમર માઈકલ ફેલ્પ્સે ઓલિમ્પિકમાં વધુ એક વિક્રમ તેના નામે કર્યો છે. ફેલ્પ્સે ગઈકાલે ૨૦૦ મીટર ફ્રી સ્ટાઈલ રીલેમાં સુવર્ણચંદ્રક જીતીને ઓલિમ્પિકમાં સર્વાધિક ૧૯ ચંદ્રક જીતવાનો વિશ્વવિક્રમ કર્યો છે.

**૨૦૦ મીટર ફ્રી સ્ટાઈલ રીલેમાં ગોલ્ડ મેડલ જીત્યો**

ફેલ્પ્સના નામે ઓલિમ્પિકમાં અત્યાર સુધી ૧૫ ગોલ્ડ મેડલ જીતવાનો રેકોર્ડ છે. વધુ એક જીતથી તે ઓલિમ્પિક ઈતિહાસનો સૌથી સફળ ખેલાડી બની ગયો છે. ફેલ્પ્સનો આ ત્રીજો ઓલિમ્પિક છે જેમાં તેણે ૧૫ સુવર્ણ, ૨ રજત અને ૨ કાંસ્ય ચંદ્રક છે. આ પહેલાં ગઈકાલે જ ફેલ્પ્સે તેની પસંદની સ્પર્ધા ૨૦૦ મીટર બટરફલાયમાં ગોલ્ડ ચૂકી ગયો હતો પણ રજતચંદ્રક જીતીને સંઘની જીનાસ્ટ લારિસા લતિનોના સર્વાધિક ૧૮ ચંદ્રક જીતવાની બરાબરી કરી હતી. લારિસાએ ૧૯૫૬થી ૧૯૬૪ વચ્ચેના ત્રણ ઓલિમ્પિકમાં ૧૯ ચંદ્રક જીત્યા હતા.

ફેલ્પ્સ લંડન ઓલિમ્પિકમાં અત્યાર સુધી એક સુવર્ણ અને બે રજત ચંદ્રક જીતી ચૂકયો છે. જ્યારે એક સ્પર્ધામાં તે ચોથા સ્થાને રહ્યો હતો. ૨૦૦ મીટર બટરફલાયમાં દ.આફ્રિકાના સ્વીમર ક્લોસ પાડે ફેલ્પ્સને પાછળ રાખી ગોલ્ડ જીત્યો હતો.



રેલડીની વાડીમાંથી ખારેકની ચોરી બાબતે પકડાયેલા છ આરોપી સાથે તેમને પકડનારી પોલીસ ટુકડીના સભ્યો. (કચ્છમિત્ર ફોટો)

## મોટી રેલડીની વાડીમાંથી દોઢક ટન ખારેકની ચોરી કરનારા છ જણ પકડાયા

ભુજ, તા. ૧ : તાલુકાના મોટી રેલડી ગામની સીમમાં વિરલ જેઠાભાઇ ઠકકરની વાડીમાંથી દોઢ ટન ખારેકની ચોરી કરનારા અડધો ડઝન દેવીપૂજક શખ્સની પોલીસે ધરપકડ કરી તેમની સામે ગુનો દાખલ કર્યો હતો. પોલીસે આપેલી માહિતી અનુસાર આ કેસમાં જેમની ધરપકડ કરાઇ છે તે શખ્સોમાં વિનોદ નથુ વઢીયારા, જેરામ કાન્તી સથવારા, અરવિંદ દેવા સથવારા, વિનોદ બાબુ સથવારા, પ્રવીણ કાન્તી સથવારા અને અરવિંદ કાન્તી સથવારાનો સમાવેશ થાય છે.

આ અંગે લખાવાયેલી ફરિયાદ મુજબ આરોપી પૈકીના વિનોદે અન્ય ચાર શખ્સને રોકીને વિરલ ઠકકરની વાડીમાંથી ખારેક કાપી હતી. લગભગ દોઢેક ટન વજનનો ખારેકનો જથ્થો અલગઅલગ ૭૦ કેરેટમાં ભરીને તેને વેંચવા માટે રાજકોટની બજારમાં છોટા હાથી તરીકે ઓળખાતા મીની ટેમ્પોમાં લઇ જવાયો હતો. દરમ્યાન આ વિશે પોલીસ ફરિયાદ લખાવાતા

**ઝાડ ઉપરથી માલ ઉતારીને રાજકોટ વેંચી આવ્યા હતા : જથ્થો પાછો મગાવાયો**

તાલુકા પોલીસ હરકતમાં આવી હતી. આરોપીઓને પકડી લઇ પોલીસે ખારેકનો જથ્થો પરત મગાવી છોટા હાથી વાહન સાથે તેને કબજે લીધો હતો.

## અંજારમાં અકસ્માત : બાઈક સવારનું મોત : ભચાઉમાં અજાણી લાશ મળી

ગાંધીધામ, તા. ૧ : અંજાર નજીક છકડો રિક્ષાએ બાઇકને હડફેટે લેતાં ત્રણ બહેનોના યુવાન ભાઇ અશોકજી ગેલાજી ચૌહાણ (ઉ.વ. ૨૪)નું મોત નીપજ્યું હતું. બીજીબાજુ ભચાઉ તા.ના સામખિયાળી ગામમાં અજાણ્યો શખ્સ મૃત હાલતમાં મળી આવ્યો હતો.

પોલીસ સૂત્રો પાસેથી મળતી વિગત મુજબ આ બનાવ સાંજના અરસામાં ચંદિયા રોડ પર બન્યો હતો. જી.જે. ૧૨-જે.-૭૫૬૬ નંબરના પૂરપાટ ઝડપે આવતા છકડાએ જી.જે. ૧૨-બીએ ૫૯૨૦ નંબરની બાઇકને હડફેટે લીધી હતી. હતભાગી યુવાનને માથાના ભાગે ગંભીર ઇજા થતાં સારવાર માટે હોસ્પિટલ ખસેડવા તજવીજ હાથ ધરાઇ હતી પરંતુ સારવાર મળે તે પૂર્વે દમ તોડ્યો હતો. પોલીસે ગુનો નોંધી આગળની તપાસ હાથ ધરી છે.

ભચાઉ તા.ના સામખિયાળીમાં આજે સવારે ૯ વાગ્યાના અરસામાં ખેતરમાં અજાણ્યા શખ્સની લાશ મળી આવી હતી. ચોકીદારી કરતા હીરાભાઇ રાયધણ કોળીએ પોલીસમાં જાણ કરી હતી. મૃતકની ઓળખ માટે પોલીસે તપાસની કાર્યવાહી હાથ ધરી છે.

## ગાંધીધામના ૨૫ હજારના દારૂ સાથે એક ઝડપાયો

ગાંધીધામ, તા. ૧ : શહેરના રોટરી નગરમાં અંગ્રેજી પ્રકારના વિદેશી દારૂના જથ્થા સાથે પોલીસે એક જણને ઝડપી પાડ્યો હતો. પોલીસ તંત્ર પાસેથી મળતી વિગતો મુજબ સાંજે ૭.૪૫ વાગ્યાના અરસામાં દરોડાની આ કાર્યવાહી કરવામાં આવી હતી. આરોપી ગોપાલ જેઠાલાલ માંગલિયાના કબજામાંથી અંગ્રેજી દારૂના ૫૪ નંગ અને બિયરના ૬૨ ટીન કબજે કરાયા હતા. શરાબના જથ્થાની કિંમત રૂા. ૨૫ હજાર આંકવામાં આવી છે. દરોડા દરમ્યાન આરોપી રમેશ કેશવજી મહેશ્વરી નાસી છૂટ્યો હતો.

## જિમનાસ્ટીક મહિલા ટીમનો ગોલ્ડ અમેરિકાએ જીત્યો

લંડન, તા. ૧ : અમેરિકી મહિલા જિમનાસ્ટીક ટીમે રશિયા અને ચીનને પાછળ રાખીને ગોલ્ડ મેડલ જીતી લીધો હતો. ટીમ ઈવેન્ટમાં અમેરિકાએ ૧૯૯૬ પછી ગોલ્ડ પર કબજો જમાવ્યો છે. અમેરિકી જિમાન્સ્ટ ટીમનો સ્કોર ૧૮૩.૫૯૬ રહ્યો હતો. બીજા સ્થાને રશિયા રહ્યું હતું. તેના પોઈન્ટ ૧૭૮.૫૩૦ રહ્યા હતા. કાંસ્યચંદ્રક રોમાનિયા (૧૭૬.૪૧૪)ને મળ્યો હતો જ્યારે બીજિંગ ઓલિમ્પિકની ચેમ્પિયન ચીનની ટીમ ચોથા સ્થાને રહી હતી.

## આજથી વિન્ડિઝ-ન્યૂઝીલેન્ડ, ઈંગ્લેન્ડ-દ. આફ્રિકાનો ટેસ્ટ જંગ

કિંગ્સ્ટન, તા. ૧ : કિંગ્સ્ટન જમૈકા ખાતે આવતીકાલથી વેસ્ટ ઈન્ડિઝ અને ન્યૂઝીલેન્ડ વચ્ચે બીજી ટેસ્ટ શરૂ થઇ રહી છે. આ મેચ જીતીને વિન્ડીઝ શ્રેણી કબજે કરવા તૈયાર છે. બીજી ટેસ્ટ મેચમાં પણ તમામની નજર ઓપનિંગ બેટસમેન ક્રિસ ગેઈલ પર રહેશે. ગેઈલ હાલમાં ભવ્ય ફોર્મમાં છે.

**આઉટ ઓફ વેટ્ટોરી નહીં રમે : વિસ્ફોટક ક્રીસ ગેલ પર નજર**

બીજી બાજુ ટેસ્ટ મેચની શરૂઆત પહેલા પ્રવાસી ન્યૂઝીલેન્ડની ટીમને મોટો ફટકો પડી ચૂકયો છે. આ ટીમમાં ઓલરાઉન્ડર ડેનિયલ વેટ્ટોરી રમશે નહીં. એન્ટીગુઆ ખાતે રમાયેલી ટેસ્ટમાં તે ફલોપ રહ્યો હતો. આ ટેસ્ટમાં ન્યૂઝીલેન્ડની નવ વિકેટે હાર થઇ હતી.

બીજી તરફ હેડીંગ્લેમાં ઈંગ્લેન્ડ અને દક્ષિણ આફ્રિકા વચ્ચે લીડસ મેદાન પર બીજી ટેસ્ટ મેચ શરૂ થઇ રહી છે. રોમાંચક બને તેવી શકયતા છે. ઈંગ્લેન્ડ ટીમ મેનેજમેન્ટે કહ્યું છે કે ઈંગ્લેન્ડની છઠ્ઠા નંબરની સમસ્યા હવે દૂર થઇ ચૂકી છે. છઠ્ઠા નંબર પર હવે જેમ્સ ટેલર રમશે. જો કે ભાવિ પસંદગી માટે રવિ બોપારાના નામ પર પણ વિચારણા કરવામાં આવશે.

## ડો. ધીરુભાઈ ઠાકર અને શંકર વૈદ્યને કવિ નર્મદ એવોર્ડ

રાજકોટ, તા. ૧ : દર વર્ષે મહારાષ્ટ્ર ગુજરાતી સાહિત્ય અકાદમી ૨૪ ઓગસ્ટે કવિ નર્મદની જન્મજયંતી ઉજવે છે. આ દિવસ વિશ્વ ગુજરાતી ભાષા દિવસ તરીકે પણ મનાવાય છે. આ પ્રસંગે એક ગુજરાતી અને એક મરાઠી સાહિત્યકારને 'નર્મદ પુરસ્કાર'થી સન્માનિત કરવામાં આવે છે. ૨૦૧૨ના પુરસ્કાર માટે એવોર્ડ સમિતિએ ગુજરાતી સાહિત્યકાર, સંશોધક અને ગુજરાતી વિશ્વકોશના તંત્રી ડો. ધીરુભાઈ ઠાકર અને મરાઠી કવિ શંકર વૈદ્યની પસંદગી કરી છે. નર્મદ એવોર્ડમાં શાલ, શ્રીફળ, સન્માનપત્ર અને ૫૧ હજાર રોકડા આપવામાં આવે છે. ધીરુભાઈ નાદુરસ્ત તબિયતના કારણે એવોર્ડ સ્વીકારવા મુંબઈ જઈ શકે તેમ ન હોવાથી એવોર્ડ સમિતિના બે સભ્યો અમદાવાદ જઈને તેમનું બહુમાન કરશે.

## આઈસીસી પીપલ્સ ચોઈસ એવોર્ડ માટે ફરી સચિનનું નામ

દુબઈ, તા. ૧ (પીટીઆઈ) : સચિન તેંડુલકરે બે વર્ષ પહેલાં જીત્યો હતો એ આઈસીસીના પીપલ્સ ચોઈસ એવોર્ડ માટે આજે ફરી તેનું નામ સામેલ કરવામાં આવ્યું હતું. અન્ય સંભવિત ખેલાડીઓમાં શ્રીલંકાનો કુમાર સંગાકારા, દ.આફ્રિકી ખેલાડીઓ વરનોન ફિલાન્ડર અને જેક્સ કેલિસ, ઈંગ્લેન્ડના જેમ્સ એન્ડરસનનાં નામો સામેલ છે. ગત વર્ષે સંગાકારા અને તેની આગળના વર્ષે ૨૦૧૦માં સચિન તેંડુલકર આ એવોર્ડ જીત્યા હતા. એવોર્ડના ઈતિહાસમાં ત્રીજી વખત દર્શકોને વિજેતા પસંદ કરવાની તક મળી છે.

**સંગાકારા, ફિલાન્ડર, કેલિસ, એન્ડરસનનીયે પ્રતિષ્ઠિત એવોર્ડ માટે દાવેદારી**

આ વખતે દર્શકોએ આઈસીસીના અધિકૃત ફેસબુક પેજ www.facebook.com/cricketicc પરથી અરજી ભરવાની રહેશે. ૩૧ ઓગસ્ટ સુધી વોટિંગ લાઈન ખુલ્લી રહેશે. ૧૫મી સપ્ટેમ્બરે વિજેતાનું નામ જાહેર કરાશે. આંતરરાષ્ટ્રીય ક્રિકેટ પરિષદ (આઈસીસી)એ એક યાદીમાં જણાવ્યું છે કે કોલંબો ખાતે યોજાનાર આઈસીસી એવોર્ડમાં વિજેતાનું નામ જાહેર કરાશે. નોમિનેશનની પસંદગી કરનાર સમિતિના વડા વિન્ડિઝના પૂર્વ કેપ્ટન કલાઈવ લોઈડ છે. આ સમિતિમાં શ્રીલંકાનો પૂર્વ કેપ્ટન મારવન અટપટુ ઈંગ્લેન્ડનો કલેરકોર્નર, વિન્ડિઝના કાર્લ હૂપર અને ઓસ્ટ્રેલિયાના ટોમવુડીનો સમાવેશ થાય છે.

# સિમેન્ટ કંપનીઓના જવાબ ઉપર અવલંબિત બન્યું ડબ્બાનું ભાવિ

## ભુજમાં સોમવારે મળનારી સામાન્ય સભામાં આગળનું આયોજન ઘડાશે

ભુજ, તા. ૧ : ટ્રક માલિકોના બે જૂથ વચ્ચે સમાધાન થયા બાદ પહેલા સિમેન્ટ પરિવહનમાં ડ્રો પદ્ધતિ દાખલ કરવાના લેવાયેલા નિર્ણય પછી હવે સિમેન્ટ કંપનીઓ કેવો જવાબ આપે છે તેના ઉપર ડબ્બાનું ભાવિ અવલંબિત બન્યું છે.

જિલ્લા ટ્રક માલિક મંડળનો કાર્યભાર સંભાળનારી સંગઠનની એડહોક સમિતિ દ્વારા સિમેન્ટ પરિવહનમાં ડ્રો પદ્ધતિ દાખલ કરવા માટે સાંઘી અને જે.પી. બન્ને સિમેન્ટ એકમોને વિધિવત પત્ર લખવામાં આવ્યા છે. પણ આ વિશે કંપનીઓ દ્વારા હજુ કોઇ જવાબ અપાયો નથી. આના લીધે આ ઓદ્યોગિક એકમોના પ્રત્યુતર ઉપર ડબ્બાનું ભાવિ નિર્ભર બન્યું છે.

દરમ્યાન આગામી સોમવાર તા. ૬/૮ના જિલ્લાના ટ્રક માલિકોની સામાન્ય સભા બપોરે ભુજમાં મીરજાપર હાઇવે ઉપર ભગવતી હાઇવે હોટલ પાસે મળશે. જેમાં કચ્છના રાજ્ય કક્ષાના મંત્રી વાસણભાઇ આહીર અને જિલ્લા ભાજપના અધ્યક્ષ જયંતીભાઇ ભાનુશાલી અને ધારાસભ્યો સહિતના રાજકીય આગેવાનો ઉપસ્થિત રહેશે. આ સભામાં આગળના પગલાં વિચારીને તેને અમલમાં મુકાશે.

# રાપરથી ભુજની ઉપયોગી બસ બંધ થતાં અનેક ગામ હેરાન

બાદરગઢ (તા. રાપર), તા. ૧ : રાપર ડેપોની ભુજ જતી વાયા દુધઇ લોકલ બસ છેલ્લા દોઢેક મહિનાથી બંધ થઇ ગઇ છે. આ બસ વાગડ પંથકના વિદ્યાર્થીઓ અને ગરીબ માણસોને આવવા જવા માટે આધારશિલા હતી, જે બંધ થવાથી સામાન્ય નાગરિક અને ગરીબ માણસોને હાલાકી તથા હેરાનગતિ થઇ રહી છે.

છેલ્લા બે વરસ ઉપરથી અપડાઉન કરતા ઉતારુઓને આ બસ બંધ થવાથી ખૂબ હાલાકી તથા હેરાનગતિ થાય છે. બાદરગઢ, લીલપર, ચિત્રોડ, લાકડિયા, સામખિયાળી વિગેરે ગામોના ઉતારુ તથા શિકરા, યુરોથી બાદરગઢ, લીલપર, ચિત્રોડ આવતા ઉતારુઓ દ્વારા ભુજ રાપર વાયા દુધઇ ફરીથી દોડતી થાય તેવી માગણી કરી છે.



## શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ

પાટીદાર વિદ્યાર્થી ભવન, નખત્રાણા-કચ્છ. (ટ્રસ્ટ રજી. નં. એ/૮૨૮ કચ્છ)

### કારોબારી તથા જનરલ મીટીંગ સ્ટે અંગે જાહેર નોટીશ

જાવક નં. ૨૮૭૬/૨૦૧૨
સંયુક્ત ચેરીટી કમીશનરશ્રીની કચેરી,
જામ ટાવર પાસે જામનગર રોડ, રાજકોટ

(૧) શ્રી ગંગારામ હીરાલાલ સાંખલા-પ્રમુખશ્રી
(૨) શ્રી માવજીભાઇ કેશરાભાઇ ભગત-મહામંત્રીશ્રી
તથા ટ્રસ્ટીશ્રીઓ

**: હુકમ :**



**તા. ૧૦-૭-૨૦૧૨ના એજન્ડા અન્વયે તા. ૨-૮-૨૦૧૨ના કારોબારીની મીટીંગ તથા તા. ૩-૮-૨૦૧૨ના રોજ મળનાર જનરલ મીટીંગ તા. ૮-૮-૨૦૧૨ સુધી સ્ટે કરવા હુકમ કરવામાં આવે છે.**

તા. ૧-૮-૨૦૧૨
સ્થળ : કેમ્પ અમદાવાદ

સહી.
ઇન/ચાર્જ સંયુક્ત ચેરિટી કમિશનર
રાજકોટ
(કેમ્પ - અમદાવાદ)

અરજદાર
**માવજી ડાયાભાઇ ધોળુ**
હરીપુરા (ડાકોર)
**મોહન કરશનભાઇ ભગત**
હેમપુરી લાટ (પીરાણા)

અરજદારના વકીલ
**શ્રી હિતેન એ. મહેતા**
એડવોકેટ (રાજકોટ)

# હોડી નોંધણી માટે માછીમારોને નડતું તંત્રનું 'ભંવર'

મુંદરા, તા. ૧ : લાંબી લચક વિધિ પૂર્ણ કર્યા પછી પણ નવી ખરીદાયેલી ફાઇબર અને લાકડાંની હોડીનું કાયદેસર રજિસ્ટ્રેશન કરાવવામાં માછીમારોને નાકે દમ નીકળી જાય છે. આ સંબંધી સૂત્રોના આક્ષેપને ખરો માનીએ તો રૂા. ૩થી ૧૦ હજારની અધરની રકમ ટેબલ નીચે આપવી પડે છે, તેમ માછીમાર ગુનેગાર હોય તેવું વર્તન જિલ્લાની વડી કચેરી દ્વારા કરવામાં આવે છે. જોકે, તંત્ર દ્વારા તમામ આક્ષેપોને નકારવા સાથે જો કોઇ માછીમાર રૂબરૂ ફરિયાદ કરશે તો નક્કર પગલાં ભરવાની ખાતરી આપવામાં આવી હતી.

જખૌના માછીમારોએ સિલસિલાબંધ વિગતો આપતાં જણાવ્યું કે, માંગરોળ અથવા અલંગ-ભાવનગરથી ખરીદાયેલી નવી હોડીનું પાકું બિલ, સોગંદનામું, બોટના ૫ ફોટા, રહેણાકના પુરાવા, રાશનકાર્ડ, ફોટા, ચૂંટણીકાર્ડ સહિતના તમામ આધારો રજૂ કર્યા પછી સર્વેયર રૂા. ૭૦૦નો ચાંદલો કરે છે અને ત્યારબાદ બોટને નામ - નંબરનું રજિસ્ટ્રેશન કરાવવા ભુજના ધક્કા ઉપર ધક્કા ખાવા પડે છે.

કેટલાક માછીમારો તો એક-દોઢ વર્ષથી ધક્કા ખાઇ રહ્યા છે. સાહેબ મહેરબાની કરોની કાકલુદીની અસર સૂન સારી ગયેલા તત્ત્વો ઉપર પડતી જ નથી. આ વિધિ અગાઉ ગુજરાત

**રકમ પડાવાતી હોવાનો આરોપ, જોકે તંત્રે બધા આક્ષેપ ફગાવ્યા, નક્કર પગલાંની આપેલી ખાતરી**

મેરીટાઇમ બોર્ડ હસ્તક થતી હતી, પણ છેલ્લા ૩ વર્ષથી જિલ્લા મત્સ્યોદ્યોગની કચેરી કરે છે. સૂત્રોએ જણાવ્યું કે, સાવ સામાન્ય એફિડેવિટ માત્ર ભુજમાં જ અને એ પણ ચોક્કસ સ્થળે જ કરાવવાનો આગ્રહ રાખવામાં આવે છે.

રજિસ્ટ્રેશન વગરની બોટને દરિયામાં લઇ જવી નિયમભંગ બને, પરિણામે નવી બોટ સૂકા ઉપર અથવા કિનારે ઊભી રાખીને રજિસ્ટ્રેશન નંબરની રાહ જોવી પડે છે. સૂરજબારીથી જખૌ સુધીના માછીમારો બોટના રજિસ્ટ્રેશન માટે ભુજ જાય છે. જ્યાં લાકડાં અને ફાઇબરની બોટની સત્તાવાર નોંધણી કરવામાં આવે છે. સૌથી નાની પીલાની બોટનો ભાવ ૭૫ હજાર જ્યારે ટોની સવાથી દોઢ લાખ, મછવો ૪ લાખથી વધુ અને ટોલર ૨૦થી ૨૫ લાખમાં મળે છે.

ટોની અલંગથી જ્યારે પીલાની મછવો અને ટોલર માંગરોળથી કચ્છના માછીમારો ખરીદી લાવે છે. અલંગના શિપ બ્રેકિંગ યાર્ડમાં વિશાળકાય સ્ટીમરોની જૂજ વપરાયેલી ટોની (ફાઇબરની નાની હોડી) વાજબી

(જુઓ પાનું ૧૨)

# ભુજમાં બાઇકચોરી કેસમાં પકડાયેલા યુવાનનો પોલીસ લોકઅપમાં આપઘાત



ભુજમાં પોલીસ લોકઅપમાં ચોરીના કેસના આરોપી યુવાને આત્મહત્યા કરી લીધા બાદ પોલીસ મથકમાં દોડાદોડીભર્યો માહોલ સર્જાયો હતો. બાજુની તસવીરમાં મૃતક યુવાનના દેહને એમ્બ્યુલન્સમાં હોસ્પિટલે લઇ જવાયો તે વેળાનું દ્રશ્ય દેખાય છે. (તસવીર : યોગેન ખત્રી)

ભુજ, તા. ૧ : બાઇકની તસ્કરી અંગેના કેસમાં ગઇકાલે ધરપકડ કરાયેલા મૂળ નખત્રાણા તાલુકાના ઘડાણી ગામના અને હાલે અમદાવાદ પાસેના સિંગડ ગામે રહેતા તેજેન્દ્ર જીતેન્દ્ર પટેલ (ઉ.વ.૨૨)એ આજે પરોઢે શહેર પોલીસના લોકઅપમાં ગળેફાંસો ખાઇને આત્મહત્યા કરી લેતાં પોલીસ બેડામાં દોડધામ વધી પડી છે. આ કસ્ટડી ડેથની તપાસ એસ.પી. કક્ષાના ઉચ્ચ અધિકારી દ્વારા કરાવવાનો નિર્ણય લેવાયો છે.

મોટર સાઇકલની ચોરીમાં ગઇકાલે સંધ્યા સમયે વિધિવત ધરપકડ કરાયેલા તેજેન્દ્ર પટેલે

**પરોઢે બાથરૂમની બારીમાં શર્ટ બાંધી ફાંસો ખાઇ લીધો : પોલીસની દોડધામ સાથે તપાસ**

આજે વહેલી સવારે પાંચથી છ વાગ્યા દરમ્યાન લોકઅપના બાથરૂમમાં જઇ ઊંચાઇએ આવેલી બારીમાં પોતાનો શર્ટ બાંધી તેના વડે ગળેફાંસો ખાઇને મોતને વહાલું કરી લીધું હતું.

બનાવના પગલે ધસી આવેલા જિલ્લા પોલીસ અધીક્ષક બિપિન આહિરેએ પત્રકારો સાથે વાત કરતાં જણાવ્યું હતું કે હાલના તબક્કે આ આત્મહત્યા કેસ હોવાનું સપાટીએ આવ્યું છે. આ કેસની સઘન છાનબીન કરાશે અને આ તપાસ એસ.પી. કક્ષાના અમલદાર દ્વારા કરવામાં આવશે.

મૂળ ઘડાણીના અને હાલે અમદાવાદથી ૨૦ કિ.મી. દૂર આવેલા સિંગડનો રહેવાસી એવો મરનાર તેજેન્દ્ર નખત્રાણા રહેતો હતો. એક યુવતી સાથેના પ્રેમ સબંધમાં તેને ફેરવવા અને ખર્ચા પૂરા કરવા તે બાઇકચોરીના રવાડે ચડ્યો હતો. ચોરીની આદત તેને પહેલેથી જ હતી અને આના લીધે જ તેના માવિત્રોએ તેને ઘરમાંથી કાઢી મૂકી તેની સાથેના સબંધોનો સત્તાવાર અંત આણ્યો હતો.

દરમ્યાન આજે સવારે પોલીસ લોકઅપમાં આરોપીની આત્મહત્યાનો બનાવ પ્રકાશમાં

(જુઓ પાનું ૧૨)

## માંડવી નગર સેવા સદન

માંડવી-કચ્છ.

**રવાડીના મેળા તથા મોચી તળાવડીના મેળાઓ માટે પ્લોટ તથા પાર્કિંગ પ્લોટની જાહેરાત**

આથી લાગતાવળગતા ખાદ્યપદાર્થ વિગેરેના સ્ટોલધારકો તથા રેકડી અને વાહન પાર્કિંગ માટે રવાડી તથા મોચી તળાવડીના મેળાઓ માટે પ્લોટની ફાળવણી અંગેની જાહેર ચડાખડી તા. ૭-૮-૧૨ને મંગળવારે બપોરના ૩.૦૦ કલાકે અત્રેની કચેરીમાં રાખવામાં આવેલ છે. નિર્ણયની સંપૂર્ણ સત્તા નગર સેવા સદનની રહેશે.

જા.નાં. ૧૦૬૫/૧૨/૧૩ તા. ૧/૮/૧૨

મુખ્ય અધિકારી
માંડવી નગર સેવા સદન

## રદિયો

તા. ૩૦/૭/૨૦૧૨ના રોજ દિવ્ય ભાસ્કરમાં પાના નં. ૨ ઉપર 'સિમેન્ટ' કું. સાથે મળીને ચરોપડી મોટી સરપંચે કરી ઠગાઇ' હેડિંગ તળે છપાયેલ સમાચાર સત્યથી વેગળા છે.

જે. પી. સિમેન્ટ સાથે મળીને સરપંચે ગ્રામસભા બોલાવ્યા વગર તથા બોડીની ગેરહાજરીમાં સિમેન્ટ એકમની માગણી મુજબના વિસ્તારમાં ડ્રેઝિંગ તથા પાઇપલાઇન નાખવા ઠરાવ પસાર કરવાની હકીકત હળાહળ જૂઠાણું છે.

ખરી હકીકતે શ્રી કલેકટરસાહેબ કચ્છ-ભુજના પત્ર નાં જમન-૪/વશી/૨૦૯૧-૯૪/૨૦૧૨ તા. ૧૯/૬/૧૨વાળા જે શ્રી નાયબ કલેકટર અબડાસાના શેરા તા પત્ર-જમન/વશી/ગામ ચરોપડી મોટી-૬/૨૦૧૨ તા. ૨૨/૬/૧૨વાળા પત્રનું તા. ૪/૦૭/૧૨ના રોજ મળેલ ગ્રામસભામાં વાંચન કરવામાં આવ્યું.

સદર પત્ર અન્વયે મોજે મોહાડી ગામ (અબડાસા)ના રિઝર્વ ફોરેસ્ટ એન્ડ સર્વેડ દરિયાઇ જમીન પૈકી હે. ૨૨-૬૩ આરે વિસ્તારમાં ડ્રેઝિંગ તથા પાઇપલાઇન નાખવા બાબતે આવા વિસ્તારમાં અનુસૂચિત જનજાતિની હોઇ વસ્તી ન હોવાનું અને તે જમીનના હક્કો માટે એવી જાતિનો કોઇ હક્ક કે દાવાનું પ્રમાણપત્ર તૈયાર કરવામાં ચરોપડી મોટી પંચાયતનો અનુસૂચિત જાતિ અંગેની ખરાઇ કરી અભિપ્રાય માગવામાં આવેલ.

અને તેથી ગ્રામસભામાં એ પત્રનું વાંચન કરીને આ એરિયામાં અનુસૂચિત જનજાતિની વસ્તી નથી અને આવી જાતિનો કોઇ હક્ક કે દર-દાવો નથી એવું ગ્રામસભાના ઠરાવ નં.-૨થી જાહેર કરવામાં આવ્યું.

ઉપરોક્ત વિગતે જે. પી. સિમેન્ટ તરફથી ચરોપડી મોટી કે મોહાડીની કોઇ જમીનની માગણી પણ નથી. જેથી ચરોપડી મોટી પંચાયતે એવો ઠરાવ કરવાનો સવાલ પણ ઉપસ્થિત થતો નથી.

ખરી હકીકતે સદરહુ સમા હુસેન તમાચીએ જે. પી. સિમેન્ટ કંપની પાસેથી સિલિકાનો કોન્ટ્રાકટ આપવાની માગણી કરેલ. જેથી સંબંધિત અધિકારીઓ તેમના લીગલ પેપર્સની માગણી કરતાં સદરહુ સમા હુસેન તમાચીએ જણાવેલ કે મને લીઝ મંજૂર કરાવવાની જરૂર નથી અને રોયલ્ટી પણ નથી. જેથી સંબંધિત અધિકારીએ તેમને કોન્ટ્રાકટ આપવાની ના કહેતાં અંગત દ્વેષ રાખીને તેમણે અહેવાલ પ્રસિદ્ધ કરાવેલ છે.

વળી કહેવાતા ૧૫૧ લોકોના વિરોધની હકીકત પણ તેણે બોગસ રીતે લખાવેલ છે. ૧૫૧ લોકોની સહીઓ પૈકી ઘણી સહીઓ ૧૨થી ૧૪ વર્ષની વયના વ્યક્તિઓની છે અને અન્ય પુખ્ત વયની વ્યક્તિઓને તેમણે નોકરી અપાવવાની લાલચ આપી નોકરીની અરજીમાં સહીઓ કરાવવાનું જણાવીને મોટાભાગની સહીઓ લીધેલ છે અને જેમની પાસેથી ગેરમાર્ગે દોરાવી સહીઓ લેવામાં આવેલ છે તેઓ સમા હુસેન તમાચીના કૃત્યથી નારાજ છે અને જરૂર પડે તેની સામે કાર્યવાહી કરવા તૈયાર છે અને પંચાયતની સમગ્ર બોડી તેના બિનપાયેદાર આક્ષેપોને સખ્ત શબ્દોમાં વખોડે છે અને સદરહુ સમા હુસેન તમાચી પોતાનું ગેરકાનૂની હિત ન પોષાતું હોવાથી વારંવાર લેડી સરપંચને બરતરફ કરવાની ધમકી આપી પંચાયતના દરેક શુભ કાર્યમાં આડખીલી કરે છે અને આવી પ્રવૃત્તિ ચાલુ રહેશે તો પંચાયતની બદનામી કરવા સબબ તેમની સામે કાનૂની કાર્યવાહી કરવાની ફરજ પડશે.

અને આથી સદરહુ સમા હુસેન તમાચીને ખુલ્લું ઇજન આપવામાં આવે છે કે, તેમણે કરેલ આક્ષેપ આધાર સહિત દિવસ-૭ (સાત)માં સાબિત કરે.

(૧) જત ફાતમાબાઇ મુબારક-સરપંચશ્રી ચરોપડી મોટી જૂથ ગ્રામપંચાયત
(૨) જત સિધિક આમદ-ઉપસરપંચશ્રી ચરોપડી મોટી જૂથ ગ્રામપંચાયત
(૩) હરિજન થાવર જુમા-સભ્ય
(૪) જત અબ્દ્રેમાન અબ્દુલ્લા-સભ્ય
(૫) જત મરિયમબાઇ મીઠુ-સભ્ય
(૬) જત સુમાબાઇ ઉમર-સભ્ય



